॥ श्री जिनेन्द्राय नमः ॥

# શ્રી જ્ઞાન ભંડાર.

## ભાગ ૧ લો.

શ્રી જૈન સ્થાનકવાસી વિદ્યાલયની મેનેજીંગ કમીટીની મંજુરીથી,

સંશોધન કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શાહ ત્રીભોવનદાસ ગુલાબચંદ.

અને

ગાંધી રતનચંદ પાનાચંદ.

ઠે. સી. પી. ટેંક રોડ, નં. ૫૩-૫૭.

મુંબઈ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.

કીંમત રૂ. ૧-૮-૦.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રેડ—અમદાવાદ.

આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

મુંબઇ—૧. પ્રસિદ્ધ કર્ત્તા પાસેથી.

૨. ગાંધી રતનચંદ પાનાચંદ,
ઠે. ભીંડીબજાર—ફુલગલીને નાકે, દુકાન નં. ૪૦૦.

અમદાવાદ—૧. વાડીલાલ કાકુભાઇ સંઘવી,
ઠે. સારંગપુર—તળીયાની પોળ.

૨. ત્રીભોવનદાસ રૂગનાથદાસ શાહ,
ઠે. રાયપુર—આકાશેઠના કુવાની પોળ.

૩. બાલાભાઇ છગનલાલ શાહ,
ઠે. ફીકાભટની પોળ.

ખંભાત—છોટાલાલ મોતીચંદ શાહ,
ઠે. સુતારવાડો.

જામનગર—તારાચંદ જેચંદ મોદી,
ઠે. રાજગર ફળીયું.

# પ્રસ્તાવના.

મનુષ્યપણામાં ઘણુંજ સમજવાનું હોય છે, અને તેથીજ મનુષ્યપણું શ્રેષ્ટ માનવામાં આવ્યું છે. મોક્ષ મેળવવા માટે પ્રથમ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ, એ ચાર બાબત જરૂરની છે, અને તેથીજ એ ચારને મોક્ષના દરવાજારૂપ કહ્યાં છે. આચારમાં શ્રેષ્ટપદે જ્ઞાનને ગણવામાં આવ્યું છે. શ્રી દશવૈકાલીક સૂત્રમાં કહ્યું છે કે, 'પહેલું જ્ઞાન અને પછી દયા'. આ શબ્દાનુસાર વિચાર કરીએ તો, જ્ઞાન એટલે પુરી સમજણ. જ્યાં સુધી કોઇ શબ્દની પુરી સમજણ ન પડી હોય ત્યાં સુધી તે કામમાં ફત્તેહ મળી શકતી નથી. શ્રી સુયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે, 'જે સંધીને જાણે તે કર્મને તોડે.' એટલે જ્ઞાનાવરણીય કર્મ કેવી રીતે બંધાય છે, અને કેવી રીતે છૂટે છે, તેની પ્રકૃત્તિઓને સમજે. તે સમજ્યા વિના કર્મ તોડી શકાતાં નથી. શ્રી આચારાંગ સૂત્રમાં,–જે છકાય જીવોને ઓળખતો નથી, તેઓની ઉત્પત્તિ અને લયના કારણ જાણતો નથી, અને જેને તેઓના દુઃખની ખબર નથી, તે કદી માસ, માસખમણનો તપ કરે, છતાં તેને બાલ તપસ્વી કહ્યો છે; અને તેથીજ પ્રથમ સમજણ અને પછી કર્ત્તવ્ય કહ્યું છે.

આ પુસ્તકમાં શરૂથી અંત સુધીમાં જૈન ધર્મનું યથાર્થ સ્વરૂપ બતાવ્યું છે. એટલે કે, જાણવા યોગ્ય, છાંડવા યોગ્ય, અને આદરવા યોગ્ય એ સર્વે બાબતો બતાવી છે, તો તે બનતા સુધી ગુરૂદ્વારા જાણી, આદરવા યોગ્ય આદરવું અને છાંડવા યોગ્ય છાડવું કે જેથી મોક્ષનો રસ્તો સહેલાઇથી પ્રાપ્ત કરી શકાય. સમજણ વિના જેટલું કરવામાં આવે તેટલું વૃથા સમજવું.

આ પુસ્તક વિદ્યાલય તરફથી ધંધો કરવા કે નફો મેળવવા માટે છપાવ્યું નથી, પરંતુ લોકો થોડી કીંમતે લાભ લઈ શકે, અને બુકસેલરોનું કમીશન જતાં, વિદ્યાલયને નુકસાન ન થાય, એ પ્રમાણે પડતર કીંમત રાખવામાં આવી છે; જે હાલનું કાગળ, છપાઈ વગેરે ખર્ચ અને કીંમત જોતાં જણાઈ આવશે. આ પુસ્તકમાં 'જ્ઞાનસાગર' નો કેટલોક ભાગ સુધારા વધારા સાથે દાખલ કર્યો છે. આશા છે કે, દરેકને ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તક રા. **વાડીલાલ કાકુભાઇ સંઘવી** મારફત છપાવતાં અમને ઘણોજ સંતોષ પ્રાપ્ત થયો છે. પ્રુફ સુધારવામાં બનતી કાળજી રાખવામાં આવી છે, છતાં દૃષ્ટિદોષ કે છાપદોષથી કોઈ ભૂલચૂક રહી ગઇ હોય તો પંડિતવર્ગ સુધારીને વાંચવા તસ્દી લેશે એવી આશા છે.

ॐ. શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

**મુંબઇ.**
તા. ૧-૩-૧૯૨૨.

લી. શ્રી સંઘના સેવક,
**શ્રીભોવનદાસ ગુલાબચંદ શાહ.**
**ગાંધી રતનચંદ પાનાચંદ.**

# શ્રી વિદ્યાલયમાં મળતાં પુસ્તકો.

૧. **ઉપદેશ સાગર**—જેમાં, ૧. આણંદ શ્રાવકનો અધિકાર ઉપાસક સૂત્રને આધારે, અને મહાવીર ભગવાનના સમોસરણનો વિષય ઉવવાઇ સૂત્રને આધારે કથાઓ સહિત; ૨. હરીકેશી મુનિનું ચરિત્ર સૂત્ર તથા ટીકાને આધારે કથાઓ, ભાવાર્થ અને ટબા સહિત; ૩. સંજતી રાજાનું ચરિત્ર ઘણી વખત સાંભળ્યું હશે, પરંતુ આ ભાવાર્થ જૂદીજ સમજણ સહિત; ૪. ઉપદેશ શતક-એકસો શ્લોક લૌકીક લોકોત્તર શાસ્ત્રના, ભાવાર્થ કથાઓ સહિત; ૫. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પહેલેથી ૯ અધ્યયન અર્થ સહિત; ૬. શ્રી દશવૈકાલિક મૂળ સૂત્ર; આ સિવાય જ્યોતિષ વિષયો દાખલ કરવામાં આવ્યા છે, જે વાંચતાં કંટાળો નહિ આપતાં ગમ્મત સાથે જ્ઞાન થાય તેવું છે. પાકું પુંઠું, ગ્લેઝ કાગળ, કીંમત રૂ. ૨ાા. પરંતુ સાથે ખરીદનાર પાસેથી ફક્ત રૂા. ૨) જૂજ નકલો છે. તાકીદે લખો.

૨. **આત્મસિદ્ધિ**—જેમાં સુયગડાંગ સૂત્રનું છઠું અધ્યયન અર્થ સહિત; શ્રાવકની આલોયણા, જે પર્યુષણમાં વાંચવામાં આવે છે તે, અંત વખતે કરવાના પચ્ચખાણની સમજણ સહિત; પંચપરમેષ્ટિની મોટી વંદણા જે વાંચતા ધર્મિ જીવોના રૂંવાડે રૂંવાડે આનંદ પ્રકટે છે તેમજ કોઇ વખત નહિ સાંભળેલી અપૂર્વ ગૌતમ શુકનાવળી કે જેમાંથી, હૃદયપૂર્વક જોનારને મનપસંદ જવાબ મળે છે; ટૂંકામાં આ નાનકડું પુસ્તક દરેકને ઉપયોગી છે. કીંમત ફક્ત ૭ આના. સામટી મંગાવનારને ચાર આને મળશે, અને ગરીબ વર્ગને વિના મૂલ્ય આપવામાં આવે છે. તાકીદે લખો.

૩. **પ્રકરણ સંગ્રહ**—આ પુસ્તક હમણાંજ અમદાવાદ-શાહ ત્રીભોવનદાસ રૂગનાથદાસ તરફથી બહાર પડયું છે. જેમાં સિદ્ધાંતના બત્રીસ થોકડા છે. જેની ઉપરાઉપરી માગણી ચાલુ હતી, જે તેમણે શાસ્ત્રના જાણપણાવાળા માટે પુરી પાડી છે. તેની જથાબંધ નકલો બહાર પડતાંજ મારવાડ, પંજાબ, કચ્છ વગેરે સ્થળે જાય છે. શાસ્ત્રી મોટા ટાઇપ કીંમત પાટલીવાળું રૂા. ૨, અને પાકું રૂા. ૨-૪-૦. ખપી જવા આવ્યું છે.

આ સિવાય સજ્ઝાયમાળા ભાગ ૪, કામલક્ષ્મી; ભાવના-શતક; વૈરાગ્ય-શતક પુર્વાર્દ્ધ; તેમજ ખેતશી જીવરાજના સૂત્ર અમારે ત્યાંથી સસ્તી કીંમતે મળશે, વળી ધર્મ ઉપગરણ ગુચ્છાં, પાતરાં, નોકારવાળી વગેરે પણ રાખવામાં આવે છે. લખોઃ—

**ગાંધી રતનચંદ પાનાચંદ.** } **ત્રીભોવનદાસ ગુલાબચંદ શાહ.**
ભીંડીબજાર-ફુલગલીને નાકે-મુંબઇ. } સી. પી. ટેંક રોડ-૫૩-૫૭-મુંબઇ.

## નુક્રમણિકા.

# શ્રી વિદ્યાલયમાં થતાં કામકાજની યાદી.

મુંબાઈ—'શ્રી જૈન સ્થાનકવાસી વિદ્યાલય' એ ખાતુ ચાલુ કર્યાને હાલ ત્રીજું વર્ષ ચાલે છે. તેમાં થતાં કામ-કાજનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે:—

૧. આ ખાતાની એક કમીટી નીમવામાં આવી છે, અને આ ખાતાનો આવક-જાવકનો હીસાબ દર વર્ષે ઑડીટરો પાસે તપાસાવી, છપાવીને બહાર પાડવામાં આવે છે.

૨. દર માસની આઠમ-પાખી તીથિએ અને પર્યુષણમાં હંમેશાં કસાઈવાડે કપાતા જીવોને છોડાવવામાં આવે છે.

૩. ધાર્મિક અભ્યાસ માટે ચોપડીઓની જરૂર હોય અને મંગાવે તો મોકલવામાં આવે છે.

૪. પોતાના વપરાશ માટે દરેક માણુસને પુંજણીઓ અને કાજા થાળીઓ મફ્ત આપવામાં આવે છે.

૫. અશક્ત માણુસને માટે દવા ઘેર પહોંચાડવાની અને કોઇ પણ જાતની મદદની ઈચ્છાવાળાને માટે બનતી ગોઠવણ કરવામાં આવે છે.

૬. વિદ્યાલયને મોકલવામાં આવતી દરેક રકમની છાપેલી પહોંચ આપવામાં આવે છે.

૭. બહારગામથી જીવદયા વગેરે ખાતે જે રકમ આવે છે, તે સ્વિકારી લઈ પહોંચ મોકલાય છે, અને તેની વિગત રીપોર્ટ દ્વારા બહાર પાડવામાં આવે છે.

૮. આ ખાતા તરફથી દર વર્ષે પાંચ પરબી ટીપો છપાવવામાં આવે છે, અને જ્યાં મગાવવામાં આવે ત્યાં મોકલ-વામાં આવે છે.

૯. આ ખાતામાં ધર્મ ઉપગરણ રાખવામાં આવે છે, તે અશક્ત માણસ સિવાય પાસેથી કીંમત લઈ આપવામાં આવે છે.

૧૦. વિદ્યાલયનું મકાન ધર્મકરણીને માટે આખો દિવસ ખુલ્લું રાખવામાં આવે છે.

૧૧. આ ખાતામાંથી જ્ઞાનનો ઉદય થાય તેવાં પુસ્તકો છપાવવામાં આવે છે અને તે પડતર કીંમતે વેચવામાં આવે છે.

૧૨. આ ખાતાને મદદ આપનાર દાનવીર ગૃહસ્થોએ પોતાને ત્યાં આ ખાતાની ધર્માદા પેટી રાખી છે, તે આ ખાતાના વહીવટ કરનાર તરફથી ખોલવામાં આવે છે, અને નામવાર રકમ જમે કરી, રીપોર્ટમાં બહાર પાડી, દરેકને છાપેલી પહોંચ મોકલી આપવામાં આવે છે.

આશા છે કે, દાનવીર ગૃહસ્થો આવા ઉત્તમ ખાતા તરફ પોતાનો ઉદાર હાથ લંબાવી આ ખાતાને પગભર કરવા ચૂકશે નહિ.

લી. સેવકો,

શાહ ત્રીભોવનદાસ ગુલાબચંદ (જામનગરવાળા).

ગાંધી રતનચંદ પાનાચંદ (થોરડીવાળા).

ઑાનરરી સેક્રેટરી.



॥ श्री जिनेन्द्राय नमः ॥

# શ્રી જ્ઞાન ભંડાર

## ભાગ ૧ લો.

---

### મંગળાચરણ.

[ મારા હૈયા કેરા હાર—એ રાગ. ]

વ્હાલા વીર જીનેશ્વર, જન્મ જરા નીવારજોરે;
પ્યારા પ્રભુજી પ્રીતે, મુજ શીરપર કર સ્થાપજોરે.
ત્રણુ રત્ન આપો, પ્રભુ મુજને;
ખોટ ખજાને, કો નહી તુજને;
અરજી ઉર ધારી, કરમ કટક સંહારજોરે. વહાલા૦ ૧

કુમતી ડાકણુ, વળગી મુજને,
નમી નમી વીનવું, હે પ્રભુ તુજને;
એ દુઃખથી દૂર કરવા, વહેલા આવજોરે. વહાલા૦ ૨

આ અટવીમાં, ભૂલો પડીયો;
તું સાહેબ સાચો, મુને મલીયો;
સેવકને શીવપુરની, સડક બતાવજોરે. વહાલા૦ ૩

અરજી ઉચ્ચારી, શ્રી જીન આગે;
મહાવીર શિષ્યો, પ્રભુ પદ માગે;
મહેર કરી મહારાજ, અમોને તારજોરે. વહાલા૦ ૪

---

# શ્રી સામાયિક વ્રત.

## નવકાર.

**નમો**—નમસ્કાર હોજો. **અરિહંતાણં**--કર્મરૂપ વેરીના હણનાર એવા **અરિહંતને**, જેણે ચાર ઘનઘાતી કર્મ જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહની અને અંતરાય, ક્ષય કર્યા તથા જેનાથી કાંઈ રહસ્ય નથી અને જે ચોત્રીશ અતિશયે તથા પાંત્રીશ પ્રકારની વાણીએ તથા બાર ગુણે કરી બીરાજમાન છે. **નમો**—નમસ્કાર હોજો. **સિદ્ધાણં**—સકલ કાર્ય સાધ્યાં જેણે તે **સિદ્ધ** ભગવંતને, જે આઠ કર્મ ખપાવી સિદ્ધના સુખને પામ્યા તથા એકત્રીશ ગુણે કરી સહિત છે. **નમો**—નમસ્કાર હોજો. **આયરિયાણં**–આચાર્યજીને, જે શુદ્ધ રીતે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાંચ આચાર પોતે પાળે અને બીજાને પળાવે, તથા છત્રીશ ગુણે કરી સહિત છે. **નમો**—નમસ્કાર હોજો. **ઉવજ્ઝાયાણં**—ઉપાધ્યાયજીને, જે શુદ્ધ સૂત્રાર્થ ભણે, ભણાવે તથા પચીશ ગુણે કરી સહિત છે. **નમો**—નમસ્કાર હોજો. **લોએ**—લોકને વિષે. **સવ્વસાહુણં**—સર્વ સાધુને, જે જ્ઞાન દર્શન ચારિત્ર અને તપના સાધનાર તથા સત્તાવીશ ગુણે કરી સહિત છે.

## તિખુત્તો અથવા વંદના.

**તિખુત્તો**—ત્રણ વાર. **આયાહિણં**—બે હાથ જોડીને જમણા કાનથી ડાબા કાન સુધી. **પયાહિણં**--પ્રદક્ષિણા કરીને. **વંદામિ**--વાંદું છું એટલે પગે લાગું છું. **નમંસામિ**--નમસ્કાર કરૂં છું (પાંચ અંગ નમાવીને). **સક્કારેમિ**--સત્કાર દઉં છું. **સમ્માણેમિ**—સન્માન દઉં છું. **કલ્લાણં**--કલ્યાણકારી છો. **મંગલં**--મંગળકારી છો. **દેવયં**—ધર્મદેવ સમાન છો. **ચેઇયં**--છકાય જીવને સુખદાયક, જ્ઞાનગુણસંપન્ન છો. **પજ્જુવાસ્સામિ**—સેવા કરૂં છું (મન, વચન, કાયાએ).

## ઇરિયાવહી.

**ઇચ્છામિ**--ઇચ્છું છું. **પડિક્કમિઉં**–પાપ કર્મથી નિવર્તવાને. **ઇરિયા**–(રસ્તામાં) પંથને વિષે. **વહિયાએ**--ચાલતી વખત. **વિરાહણાએ**–દુ:ખ દીધું હોય. **ગમણાગમણે**--આવતાં, જતાં. **પ્રાણ**--પ્રાણીજીવને. **કમણે**–કચર્યાં હોય. **બીય**--બીજ. **કમણે**—કચર્યાં હોય. **હરિય**—લીલોતરી (વનસ્પતિ). **કમણે**--કચરી હોય. **ઉસા**--ઝાકળ, ઠાર. **ઉત્તિંગ**--કીડી-

યારાં **પણુંગ**—લીલ, ફુગ (પંચવર્ણી). **દગ**—કાચું પાણી. **મટ્ટી**—કાચી માટી. **મક્કડા**—કરોળીઆનાં પડ. **સંતાણા**—કરોળીઆની જાળ. **સંકમણે**—એ સર્વેને કચર્યાં હોય. **જેમેં જીવા**—મેં કોઇ જીવને. **વિરાહિયા**—દુઃખ દીધું હોય, વિરાધના કરી હોય. **એગિંદિયા**—એક ઈંદ્રિય, શરીરવાળા ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના ) જીવ. **બેઇંદિયા**—બે ઈંદ્રિય, શરીર અને જીભવાળાં (કીડાં, વાળા, પુરા અને કરમીયાં વગેરે). **તેઇંદિયા**—ત્રણ ઈંદ્રિય, શરીર, જીભ ને નાકવાળાં (કીડી, મંકોડી, જાું, માંકડ, ધનેડાં વગેરે). **ચઉરિંદિયા**—ચાર ઈંદ્રિય, શરીર, જીભ, નાક ને આંખવાળાં ( પતંગીયાં, માખી, ડુંદાં, તીડ, ભમરા, વીંછી વગેરે ). **પંચિંદિયા**—પાંચ ઈંદ્રિય, શરીર, જીભ, નાક, આંખ ને કાનવાળાં ( મનુષ્ય, પશુ, પંખી વગેરે ). **અભિહયા**—સામા આવતા હણ્યા હોય. **વત્તિયા**—વાટલા વાળ્યા હોય, ધૂળે કરી ઢાંક્યા હોય. **લેસિયા**—મસળ્યા હોય. **સંઘાઇયા**—એક બીજા સાથે અથડાવ્યાં હોય. **સંઘટ્ટિયા**—થોડો સ્પર્શ કરી દુખ દીધું હોય. **પરિયાવિયા**—સર્વ પ્રકારે પીડા ઉપજાવી હોય. **કિલામિયા**—કિલામના ઉપજાવી હોય. **ઉદ્દવિયા**—ફળ પાડી હોય. **ઠાણા**—રહેવાના ઠેકાણાથી. **ઓઠાણં**—બીજે ઠેકાણે. **સંકામિયા**—મુક્યા હોય. **જીવિયાઓ**—જીવિત થકી. **વવરોવિયા**—નાશ કીધો હોય. **તસ્સ**—તેનું. **મિચ્છામિદુક્કડં**—ફળ મને નિષ્ફળ થાઓ.

## તસ્સઉત્તરિ.

**તસ્સ**—તેને. **ઉત્તરિ**—વિશેષ શુદ્ધ. **કરણેણં**—કરવા સારૂ. **પાયચ્છિત્ત**—લાગેલાં પાપનું છેદન. **કરણેણં**—કરવા સારૂ. **વિસોહિ**—વધારે નિર્મળ. **કરણેણં**—કરવા સારૂ. **વિસલ્લી**—શલ્ય રહિત ( કપટ, નિયાણું અને મિથ્યાત્વ ). **કરણેણં**—કરવા સારૂ. **પાવાણં**—પાપ. **કમ્માણં**—કર્મ. **નિગ્ઘાએણં**—ટાળવાને. **ઠાએ**—અર્થે. **ઠામી**—સ્થિર રહીને કરૂં છું. **કાઉસ્સગં**—કાયાને હલાવવી નહિ તે. **અનથ**—તેમાં આગળ કહ્યા મુજબ કાયા હલે તેની છુટ રાખુંછું. **ઉસ્સસિયેણં**—ઉંચો શ્વાસ લેવાથી. **નીસ્સસીએણં**—નીચો શ્વાસ મુકવાથી. **ખાસિએણં**—ઉધરસ આવવાથી. **છીએણં**—છીંકથી. **જંભાઈએણં**—બગાસું આવવાથી. **ઉડ્ડુએણં**—ઓડકાર આવવાથી. **વાયનિસગ્ગેણં**—વાસરવાથી. **ભમલીએ**—ફેર તથા ચક્રી આવવાથી. **પિત્ત**—વમન કરવાથી. **મુછાએ**—મૂર્છા આવવાથી. **સુહુમેહિં**—સૂક્ષ્મ (થોડુંક). **અંગ**—શરીર. **સંચાલેહિં**—હલવાથી. **સુહુમેહિં**—થોડોક. **ખેલ**—બળખો આવવાથી. **સંચાલેહિં**—હલવાથી.

**સુહુમેહિં**—થોડીક. **દિઠિ**—નજર (દૃષ્ટિ). **સંચાલેહિં**-હલવાથી. **એવ-માઈએહિં**—એ આદિ બીજા મનમાં ચિંતવ્યા હોય તે. **આગારેહિં**—આગાર એટલે મોકળથી. **અભગ્ગો**—ભાંગે નહિ. **અવિરાહિઓ**—હાનિ પહોંચે નહિ. **હુજ્જ**—હોજો. **મે**—મ્હારો. **કાઉસગ્ગો**—કાઉસગ એટલે કાયાનું અણ હલાવવું. **જાવ**—જ્યાં સુધી. **અરિહંતાણં**—અરિહંતનું નામ સંભાળું. **ભગવંતાણં**—ભગવંતનું નામ સંભાળું. **નમોક્કારેણં**—નમસ્કાર કરૂં. **નપારેમિ**—ધ્યાન મુકું નહિ. **તાવ**—ત્યાં સુધી. **કાયં**—કાયાને. **ઠાણેણં**—એક સ્થાને સ્થિર રાખીને. **મોણેણં**—અબોલ રહીને. **ઝાણેણં**—ધ્યાને કરીને. **અપાણં**—આત્માને. **વોસિરામિ**—તજું છું.

આ ઠેકાણે ("ઇચ્છામિ પડિક્કમિઉં" થી તે "જીવિયાઓ વવરોવિઆ તસ્સમિચ્છામિદુક્કડં" તથા એક નવકાર સૂધી પાઠ મનમાં બોલીને કાઉસગ કરવો અને નમો અરિહંતાણં શબ્દ બોલી પાળવો).

## લોગસ્સ.

**લોગસ્સ**—લોકમાં. **ઉજ્જોયગરે**—ઉદ્યોતના કરનાર. **ધમ્મ**—ધર્મ. **તિથ્થયરે**—×તીર્થના સ્થાપનાર. **જિણે**—જિન, રાગ-દ્વેષના જીતનાર. **અરિહંતે**—અરિહંત દેવની. **કિત્તઇસ્સં**—નામ લઇને સ્તુતિ કીર્તિ કરૂં છું. **ચઉવીસંપિ**—ચોવીશે એકઠા. **કેવલી**—કેવળજ્ઞાની તીર્થંકર, તેનાં નામ કહે છે. **ઉસભ**—પહેલા રીખભદેવ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાએ સ્વપ્નામાં વૃષભ દીઠો તેથી એ નામ આપ્યું. **મજિયંચ**—બીજા અજિતનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતા પાસે રમતાં જીત્યાં તેથી એ નામ આપ્યું. **વંદે**-વાંદું છું. **સંભવ**—ત્રીજા સંભવનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી દુષ્કાળ ટળીને સુકાળ થયો, ધાન્યના સંભવ થયા તેથી એ નામ આપ્યું. **મભિનંદણંચ**—ચોથા અભિનંદન સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી ઈંદ્રે જયકાર કર્યો તેથી એ નામ આપ્યું. **સુમઇં**—પાંચમાં સુમતિનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાને ભલી મતિ ઉપજી તેથી તે નામ આપ્યું. **ચ**—વળી. **પઉમપ્પહં**—છઠ્ઠા પદ્મપ્રભુ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાને પદ્મ-કમળની શય્યામાં સુવાની ઇચ્છા થઈ તેથી તે નામ આપ્યું. **સુપાસં**—સાતમા સુપાર્શ્વનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાનાં પાસાં ખરસટ હતાં તે સુંવાળાં થયાં તેથી એ નામ આપ્યું. **જિણં**—રાગ-દ્વેષના જીતનાર.. **ચ**—વળી. **ચંદપ્પહં**—આઠમા ચંદ્રપ્રભ સ્વામી, સ્વામી

× સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર તીર્થ.

ગર્ભમાં આવ્યા પછી માતાને ચંદ્રમાની રમુજ થઇ તથા ચંદ્ર સરખી શરીરની પ્રભા થઇ તેથી તે નામ આપ્યું. **વંદે**—વાંદું છું. **સુવિહં**—નવમાં સુવિધિનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી નગરમાંથી અવિધિ ટાળીને સુવિધિ કરી તેથી તે નામ આપ્યું. **ચ**—વળી. **પુપ્ફદંતં**—તથા બીજું નામ પુષ્પદંતનાથ સ્વામી, સ્વામીના દાંત ફુલ સરખા હતા તેથી તે નામ આપ્યું. **સીયલં**—દશમાં શીતળનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી પિતાને જ્વર થયો ત્યારે સ્વામીની માતાનો હાથ ફરસ્યાથી કાયા શીતળ થઈ તેથી તે નામ આપ્યું. **સીજંસ**—અગ્યારમા શ્રીશ્રેયાંસનાથ સ્વામી, શીતળ પોઢવાની અદૃષ્ટ દેવ શેજામાં સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાં સુતાં તે દેવતા નાઠો તેથી તે નામ આપ્યું. **વાસુપુજં**—બારમા વાસુપૂજ્ય સ્વામી, માતાની સુવાની સેજામાં દેવતા રહી કોઇને સુવા દેતો નહિ, તે સ્વામી ગર્ભમાં આવ્યા પછી દેવતા તેમાંથી નાશી ઊલટી માતાની પૂજા કીધી તેણે કરી એ નામ દીધું. **ચ**-વળી. **વિમલ**-તેરમાં વિમળનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાની પુંઠ વાંકી હતી તે પાંસરી થઇ તેથી તે નામ આપ્યું. **મણંત**—ચઉદમાં અનંતનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી અનંત રત્નોની રાશિ સ્વપ્નમાં દીઠી તેથી તે નામ આપ્યું. **ચ**—વળી. **જિણં**-રાગદ્વેષના જીતનાર. **ધમ્મં**—પંદરમા ધર્મનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતા ધર્મને પામી. **સંતિં**—સોળમા શાંતિનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી મરકીનો રોગ મટયો ને શાંતિ થઇ તેથી તે નામ આપ્યું. **ચ**—વળી. **વંદામિ**—વાંદું છું. **કુંથું**—સતરમા કુંથુનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી શત્રુ કુંથવા સરખા થયા તેથી તે નામ આપ્યું. **અરં**—અઢારમા અરનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાએ રત્નમય આરો દીઠો તેથી તે નામ આપ્યું. **ચ**-વળી. **મલ્લિં**-ઓગણિશમા મલ્લીનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી માતાને ફુલની શય્યાનો ડોહળો ઉપન્યો તે દેવતાએ પૂરો પાડયો તેથી તે નામ આપ્યું. **વંદે**—વાંદુ છું. **મુણીસુવ્વયં**—વીશમા મુનિસુવ્રત સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી વેરી નમી ગયા તેથી તથા માતાએ મુનિના જેવાં વ્રત પાળ્યાં તેથી તે નામ આપ્યું. **નમિજિણં**—એકવીશમા નમિનાથ સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી વેરી નમાડયા તેણે કરી તે નામ આપ્યું. **ચ**—વળી. **વંદામિ**—વાંદું છું. **રિઠનેમિં**—બાવીશમાં અરિષ્ટનેમી સ્વામી (નેમનાથ), માતાએ સ્વપ્નમાં અરિષ્ટ રત્નમય નેમી ચક્રધારા દીઠી તેથી તે નામ આપ્યું. **પાસં**—ત્રેવીશમાં પાર્શ્વનાથ સ્વામી, પિતાની શેજા નીચે સર્પ આંટા દેતો હતો ને તેનો હાથ

હેઠે હતો તે માતાએ લઇ ઉપર મુકયો અને વિઘ્ન ગયું તેથી તે નામ આપ્યું. **તહ**—તેમજ **વદ્ધમાણં**-ચોવીસમા વર્ધ્ધમાન સ્વામી, સ્વામી ગર્ભમાં આવ્યા પછી ધન વગેરેના ખૂબ વધારા થયા તેથી તે નામ આપ્યું. **ચ**—વળી. **એવં-મએ**—એ પ્રકારે મેં. **અભિથ્થુયા**—નામે કરી સંસ્તવ્યા, તે ચોવીશ તીર્થંકર કેવા છે? **વિહુય**—ટાળ્યાં છે. **રય**—કર્મરૂપી રજ. **મલા**—બાંધેલ કર્મરૂપી મેલ. **પહિણ**—ખપાવ્યાં છે. **જરમરણા**—જરા ને મરણ. **ચઉ-વીસંપી**—ચોવીશે એકઠા. **જિનવરા**—જિનવર. **તિથયરા**—તીર્થંકર. **મે**—મુજને. **પસીયંતુ**—પ્રસન્ન થાઓ. **કિત્તિય**—કીર્તિ કીધી. **વં-દીય**—નમસ્કાર કીધો. **મહિઆ**—શુભ ધ્યાનયોગે કરી પૂજા કીધી. **જેએ**—જે કહ્યા તે. **લોગસ્સ**—લોકમાં **ઉત્તમા**—ઉત્તમ. **સિદ્ધા**—સિદ્ધ પદ પામ્યા. **આરોગં**—સર્વ રોગ રહિત. **બોહિલાભં**—સમકિતરૂપ બોધની પ્રાપ્તિ. **સમાહિ**—સમાધિ. **વર**—પ્રધાન **મુત્તિમં**—સર્વોત્તમ. **દીંતુ**-દીઓ. **ચંદેસુ**—ચંદ્રમાંથી અધિક **નિમલયરા**—નિર્મળ છો. **આઇ-ચ્ચેસુ**—સૂરજ થકી. **અહિયં**—અધિક **પયાસયરા**—પ્રકાશના કરનાર છો. **સાગર**—સમુદ્ર. **વર**—મ્હોટા. **ગંભીરા**—ગંભીર એટલે મ્હોટા સમુદ્રથી પણ વધારે ગંભીર છો. **સિદ્ધા**—એવા હે સિદ્ધ ભગવાન! **સિદ્ધિં**—મુક્તિ પદ. **મમ**—મને. **દિસંતુ**—દીઓ.

---

## સાધુ અથવા શ્રી સીમંધર સ્વામીની આજ્ઞા માગી
### સામાયિક આદરવાની વિધિ.

**દ્રવ્યથકી**—કાયાએ કરી, **સાવજજોગનાં**—પાપના વ્યાપાર કરવા-ની. **પચ્ચખાણ**—બંધી. **ક્ષેત્રથકી**—જમીનથી **આખા લોક પ્રમાણે**—બધા જગતમાં. **કાળથકી**—કેટલો વખત **બે ઘડી સુધી ઉપરાંત ન પાળું ત્યાં સુધી**—બે ઘડી ઉપરાંત જેટલું રહેવું હોય તેટલું. **ભાવથ-કી**—મનની ધારણાથી **છકોટીએ**—છ પ્રકારે તે બે કરણ ને ત્રણ જોગે. **પચખાણ**—બંધી. **કરેમિ**—કરૂં છું. **ભંતે**—હે પૂજ્ય **સામાઇયં**—સમતારૂપી સામાયિક. **સાવજ્જં**—પાપના કામની. **જોગં**—મન, વચન, કાયાના જોગે. **પચખામિ**—બંધી કરૂં છું. **જાવ**—જ્યાં સુધી. **નિયમ પજ્જુવાસામિ**—બંધીની મર્યાદા કરી છે ત્યાં સુધી સેવા કરૂં છું. **દુવિ-હં**—બે કરણે. **તિવિહેણં**—ત્રણ જોગે. **ન કરેમિ**—કરૂં નહિ. **ન કાર-વેમિ**—કરાવું નહિ ( એ બે કરણ ). **મણસા**—મનની કલ્પનાએ કરી. **વયસા**—વચનની કલ્પનાએ કરી. **કાયસા**—કાયા પ્રવર્ત્તાવવી ( એ ત્રણ

જોગ ) **તસ્સ**—તે સર્વેને. **ભંતે**—હે પૂજ્ય ! **પડિક્કમામિ**—નિવર્ત્તું છું. **નિંદામિ**—નિંદું છું. આત્માની સાખે. **ગરિહામિ**—ગરહું છું. ગુરૂની સાખે **અપ્પાણં**-અશુભ જોગમાં જતાં આત્માને **વોસિરામિ**—તજું છું.

## નમોથ્થુણંનો પાઠ.

**નમોથ્થુણં**—નમસ્કાર હો. **અરિહંતાણં**—અરિહંત દેવને **ભગવંતાણં**—ભગવંતને **આઇગરાણં**—ધર્મની આદિના કરનારને. **તિથ્થયરાણં**—તીર્થના સ્થાપનાર એટલે સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા એ ચાર જાતના તીર્થના સ્થાપનારને **સયંસંબુદ્ધાણં** પોતાની મેળે બુઝ્યા છે. તેને **પુરિસોત્તમાણં**—પુરૂષમાંહે ઉત્તમ. **પુરિસસિહાણં**—પુરૂષમાંહે સિંહસમાન. **પુરિસ વર પુંડરિઆણં**—પુરૂષમાંહે ઉત્તમ પુંડરિક કમળ સમાન. **પુરિસ**—પુરૂષમાંહે **વર**—પ્રધાન, **ગંધ હથ્થીણં**—ગંધ હસ્તી સમાન છે. **લોગુત્તમાણં**—લોક માંહે ઉત્તમ છે. **લોગનાહાણં**—લોકના નાથ છે. **લોગહિયાણં**—લોકના હિતકારી **લોગપઇવાણં**—લોકને વિષે દીપક સમાન છે. **લોગપજ્જોયગરાણં**—લોકમાંહે ઉદ્યાત કરનાર. **અભયદયાણં**—અભય દાનના દેનાર **ચખ્ખુદયાણં**—જ્ઞાનરૂપ ચક્ષુના દેનાર. **મગ્ગદયાણં**—મોક્ષ માર્ગના દેનાર **શરણદયાણં**—શરણના દેનાર **જીવદયાણં**—સંજમરૂપ જીવતરના દેનાર **બોહિદયાણં**—સમકિતરૂપ બોધના દેનાર **ધમ્મદયાણં**—ધર્મના દેનાર, **ધમ્મદેસીઆણં**—ધર્મ ઉપદેશના દેનાર. **ધમ્મનાયગાણં**—ધર્મના નાયક **ધમ્મસારહિણં**—ધર્મરૂપ રથના સારથિ. **ધમ્મ**—ધર્મને વિષે. **વર**—પ્રધાન **ચાઉરંત**—ચાર ગતિના અંત કરવા માટે **ચક્કવટિણં**—ચક્રવર્તિ સમાન છો. **દિવો**—સંસાર સમૂદ્રમાં બુડતા જીવને બેટ સમાન. **તાણં**—દુઃખના નિવારણ કરનાર. **સરણ**—આધાર. **ગઇ**—ચાર ગતિમાં **પઇઠા**—પડતા જીવને. **અપડિહય**-નથી હણાણું એવું **વર**—પ્રધાન. **નાણં**—જ્ઞાન. **દંસણ**—દર્શન એટલે દેખવું. **ધરાણં**—ધરનાર. **વિયટ**—ગયું છે. **છઉમાણં**—છદમસ્તપણું. **જિણાણં**—જીત્યા છે રાગ દ્વેષને **જાવીયાણં**—બીજાને જીતાવ્યા છે રાગ દ્વેષ. **તિનાણં**—તર્યા છે સંસારરૂપી સમુદ્ર. **તારીઆણં**—બીજાને તારે છે સંસાર સમુદ્રથી. **બુધાણં**—પોતે સમજ્યા તત્વજ્ઞાનને. **બોહિયાણં**—બીજાને તત્વજ્ઞાન સમજાવનાર. **મુત્તાણં**—પોતે મુકાણા બહાર તથા અંતરના બંધનથી **મોયગાણં**—બીજાને એથી મુકાવનાર **સવ્વન્નુણં**—સર્વે જ્ઞાની છે. **સવ્વદરિસિણં**—સર્વ પદાર્થના દેખનાર છે. **સિવ**—ઉપદ્રવ રહિત **મયલ**-અચળ **મરૂય**-રોગ રહિત **મણંત**—મરણ

રહિત **અખય**--ક્ષયરહિત **અવાબાહ**--બાધા પીડા રહિત **અપુણરા-વત્તિં**--નથી ફરીથી અવતરવું જેને. **સિદ્ધિગઇ**--એહવી સિદ્ધની ગતિ **નામધેયં**--એવું અમર નામ **ઠાણં**--એવું સ્થાનક **સંપત્તાણં**--પામ્યા છે. **નમોજિણાણં**--નમસ્કાર હોજો એવા તીર્થંકરને. **જીયભયાણં**--સાત ભયના જીતનારને.

( પહેલું નમોથુણં શ્રી સિદ્ધ ભગવંતને કહેવું, બીજું શ્રી અરિહંત દેવને કહેવું. તેમાં ઠાણંસંપત્તાણંને બદલે ઠાણંસંપાવીઓકામાણં કહેવું ને પછીના બોલ કહેવા નહિ )

## સામાયિક પાળવાની વિધિ.

( પહેલા પાઠથી લોગસ સુધીની ક્રિયા ા રવાની રીતે કરીને છઠ્ઠા પાઠને ઠેકાણે નીચે મુજબ કહેવું. )

**દ્રવ્યથકી સાવજ જોગનાં પચખાણ કર્યાં હતાં તે પૂરાં થયાં તે પાળુ છું, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાળથકી બેઘડી, ઉપરાંત ન પાળું ત્યાં સુધી ભાવકોટી છકોટીએ પચખાણ કર્યાં હતાં તે પૂરાં થયાં તે પાળુ છું, એહવા નવમા સામાયિક વ્રતના**--ઉપરની વિધિ મુજબ આદરેલા સામાયિક વ્રતને વિષે. **પંચઅઇયારા**--પાંચ અતિચાર **જાણીયવા**--જાણવા **ન સમાયરીયવા**--આચરવા નહિ. **તંજહા**-તે આ પ્રમાણે. **તે આલોઉં**--તે કહી દેખાડું છું. **મણદુપ-ણિહાણે**--મન માઠું પ્રવર્તાવ્યું હોય. **વયદુપણિહાણે**--વચન માઠું પ્રવર્તાવ્યું હોય. **કાયદુપણિહાણે**--કાયા માઠી પ્રવર્તાવી હોય **સામાઇ-યસ્સસઇ**--સમતારૂપ સામાયિક **અકરણયાએ**--બરાબર કીધું કે નહિ, તેના બરાબર ખબર ન રહ્યાં હોય. **સામાઇયસ્સ**--સામાયિક, **અણવઠિ-યસ સાઇકરણયાએ**--પૂરૂં થયા વિના પાળ્યું હોય, **તસ્સ**--તેનું, **મિ-ચ્છાદુમિક્કડં**--ખોટું કીધેલું નિષ્ફળ થાઓ.

**સામાયિકને વિષે દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીશ દોષમાંથી કોઇ દોષ લાગ્યો હોય તો મિચ્છામિદુક્કડં.**

સામાયિકમાં **આહારસંજ્ઞા**--ખાવાની ઇચ્છા થઇ હોય. **ભયસં-જ્ઞા**--બીક લાગી હોય. **મૈથુનસંજ્ઞા**--સ્ત્રી સેવવાની ઇચ્છા કરી હોય. **પરિગ્રહસંજ્ઞા**--માયાની ઇચ્છા કરી હોય. **એ ચાર સંજ્ઞા માંહેલી કોઇ સંજ્ઞા કરી હોય તો મિચ્છામિદુક્કડં.**

સામાયિકમાં **સ્ત્રીકથા,* રાજકથા, ભતકથા, દેશકથા, એ ચાર કથામાંહેલી કોઇ કથા કરી હોય તો મિચ્છામિદુક્કડં.**

* સ્ત્રીઓએ આ ઠેકાણે પુરૂષકથા એમ કહેવું.

**સામાયિકસમકાએણં**—સામાયિક કાયાએ બરાબર રીતે. **ફાસીયં**--સ્પર્શ કર્યું અંગીકાર કર્યું. **પાલીયં**--તેવુંજ પાળ્યું. **સોહિયં**--શુદ્ધ કર્યું. **તિરિયં**--પાર ઉતાર્યું. **કિત્તિયં**--કીર્તિ કીધી. **આરાહિયં**--આરાધના કીધી. **આણાએ**--વીતરાગ દેવની આજ્ઞાને. **અણુપાલીયં**--ઉલટી પાળી હોય. **નભવઇ**--તે પ્રમાણે ન વરતાયું હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**--તે ખોટા કીધાનું ફળ નિષ્ફળ થાઓ.

**સામાયિક વિધિએ લીધું, તે વિધિએ પાળ્યું, વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો મિચ્છામિદુક્કડં. સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ અતિચાર, અણાચાર, જાણતાં અજાણતાં મને, વચને, કાયાએ કરી કાંઈ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિદુક્કડં.**

**સામાયિકમાં કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ગાથા, સૂત્ર, ઓછું અધિક વિપરીત કહેવાણું હોય તો અરિહંત અનંતા સિદ્ધ કેવળિનીસાખે તસ્સમિચ્છામિદુક્કડં.**

**(પછી આગળ મુજબ નમોથ્થુણં બેવાર કહેવું.)**

**સામાયિકવ્રત સંપૂર્ણ.**

**સામાયિક કરતાં મનના દશ, વચનના દશ તથા કાયાના બાર એ પ્રમાણે બત્રીશ દોષ ન લાગે તે માટે નિરંતર ઉપયોગ રાખવો. તે બત્રીશ દોષ નીચે પ્રમાણે:--**

## મનના દશ દોષ.

૧ **અવિવેક દોષ**—સામાયિક કરે તે વારે સર્વ ક્રિયા કરે પણ મનમાં વિવેક ન હોય એટલે સામાયિક શું ચીજ છે તે જાણે નહિ અને વિવેકસહિત સામાયિક કરવાથી કોણ તર્યા છે? એનાથી શું ફળ પ્રાપ્તિ છે? એ કોનું સાધન છે? એમાં કોણ પરસાધ્ય છે? વ્યવહાર સામાયિક કયું અને નિશ્ચય સામાયિક કયું? સામાયિકની રીતિ જિનેશ્વરે શા પ્રમાણે કહી છે વગેરે વિવેક વિના જે સામાયિક કરે તે અવિવેકનો પ્રથમ દોષ.

૨ **યશ વાંછા દોષ**—સામાયિક કરીને કીર્તિની વાંછના કરે એટલે સામાયિક તો નિર્જરાનો હેતુ છે અને સિદ્ધ પદનું સાધન છે તેને બદલે તેનાથી કીર્તિની વાંછના કરે તે યશ વાંછા દોષ.

૩ **ધન વાંછા દોષ**—સામાયિક કરવાથી ધન પ્રાપ્તિની ઇચ્છા કરે તે.

૪ **ગર્વ દોષ**—સામાયિક લઇને મનમાં ગર્વ આણવો કે હુંજ ધર્મ જાણનાર છું. હું કેવું સામાયિક કરૂંછું! બીજા મૂર્ખ લોકો સામાયિક શું સમજે? વગેરે બાબતનો જે ગર્વ કરવો તે ગર્વ દોષ.

૫ **ભય દોષ**—એટલે કોઇ પ્રકારના ભયથી કે લોકમાં પોતાની નિંદા થશે એવી બીકથી સામાયિક કરે પણ મનમાં સામાયિક કરવાનો ભાવ ન હોય તે ભય દોષ.

૬ **નિદાન દોષ**—સામાયિક કરીને ધનાદિકનું અથવા બીજી કોઈ ઇચ્છિત વસ્તુનું નિયાણું કરે તે કારણે સામાયિકનું તો મહત ફળ છે. તે ન વિચારતાં એવા ખોટા ફાયદા ઉપર લક્ષ રાખી નિયાણું કરી તે વેંચી નાંખ્યા બરોબર થાય તે માટે તે નિદાન દોષ.

૭ **સંશય દોષ**—સંશય યુક્ત સામાયિક કરે એટલે મનમાં વિચારે કે સામાયિક કરીએ છીએ તો ખરા, પણ આગળ ઉપર ફળ થશે કે નહિ? એમ પ્રતીતિ નહિ તે.

૮ **કષાય દોષ**—કષાય ભર્યું સામાયિક કરે એટલે કોઇની સાથે રોષ વર્તે છે તેથી તેને જવાબ દેવો નથી એમ ધારી સામાયિક કરી બેસે એવું રહસ્ય છે છતાં કષાય યુક્ત કરે તે દોષિત ગણાય તેનું નામ કષાય દોષ.

૯ **અવિનય દોષ**—વિનય રહિત સામાયિક કરે તે. ગુરૂનો વિનય જાણવો.

૧૦ **બહુમાન દોષ**—બહુ માન સહિત કરે પણ ભક્તિભાવથી ન કરે તે.

## વચનના દશ દોષ.

૧ **કુત્સિત વચન દોષ**—જે વચન સાંભળી કોઇને લજ્જા, ભય, કષાયાદિ ઉપજે તેવા કુત્સિત વચન સામાયિકમાં બોલે તે કુત્સિત દોષ.

૨ **સહસાત્કાર દોષ**—સામાયિકમાં આગળ પાછળનો ઉપયોગ રાખ્યા સિવાય અણવિચાર્યું વચન બોલે તે.

૩ **અસદ્દારોહણ દોષ**—સામાયિકમાં કોઈ ઉપર અસત્ય દોષ (તોહમત) મુકે તે.

૪ **નિરપેક્ષ વાક્ય દોષ**—સામાયિકમાં શાસ્ત્રની અપેક્ષા વિના સ્વમતિનાં વચન બોલે તે.

૫ **સંક્ષેપ દોષ**—સામાયિકમાં સૂત્ર પાડે વચન સંક્ષેપ કરી બોલે અક્ષરપાઠાદિ હીણા બોલે તે.

૬ **કલહ કર્મ દોષ**—સામાયિકમાં કોઇની સાથે કલેશ કરે તે.

૭ **વિકથા દોષ**—સામાયિકમાં સઝાય, ધ્યાન, ધર્મ કથા, મહા પુરૂષનાં ચરિત્ર અથવા તીર્થંકર આદિનો મહિમા વગેરે ક્રિયા કરવાની કહી છે તે પ્રમાણે ન વર્તતાં રાજ્યાદિક વગેરેથી ચાર કથા કરે તે.

૮ **હાસ્ય દોષ**—સામાયિકમાં કોઇની મશ્કરી કરે તે.

૯ **અશુદ્ધ પાઠ દોષ**—સામાયિકનાં સૂત્રાદિક ઉચ્ચાર કરે તેમાં મુખથી

સંપાદહીન અથવા હ્રસ્વ અક્ષરને ઠેકાણે દીર્ઘ બોલે, કોઈ ઠેકાણે માત્રાહીન અથવા અધિક ઉચ્ચરે, અશુદ્ધ પાઠનો ઉચ્ચાર કરે તે.

૧૦ **મુણુ મુણુ વચન દોષ**—સામાયિક લઇને ઉતાવળે પાઠનો ઉચ્ચાર કરે, સ્પષ્ટ પ્રગટ અક્ષર ન ઉચ્ચરે, પદનું ગાથાનું ઠેકાણું માલમ ન પડે, માંખીની પેઠે બણબણ કરે એમ ગડબડ કરીને પાઠ પૂર્ણ કરે તે.

## કાયાના બાર દોષ.

૧ **અયોગ્ય આસન દોષ**—સામાયિક કરતી વખતે પગ ઉપર પગ ચડાવીને બેસે, મહાત્મપર્યાય થકી વિનય ગુણની વૃદ્ધિની હાની કરે, વસ્ત્રવડે જાનું બાંધીને બેસે તે પ્રથમ દોષ; માટે જે વડે વિનય ગુણ રહે, ઉદ્ધતાઇ ન જણાય, અજયણા ન થાય તેવી રીતે બેસવું.

૨ **ચળાસન દોષ**—આસનને સ્થિર ન રાખે, વારંવાર આગળ પાછળ ચલાયમાન કરે ને પોતે ચપળતા ઘણી કરે તે ચળાસન દોષ કહેવાય.

૩ **ચળદૃષ્ટિ દોષ**—સામાયિક લઇને દૃષ્ટિને નાસિકા ઉપર સ્થાપિ મનમાં શ્રુતોપયોગ રાખી મૌનપણે ધ્યાન ન કરે, શાસ્ત્રાભ્યાસ કરતો હોય તો જયણાયુક્ત પુસ્તક ઉપર દૃષ્ટિ રાખવી વગેરે શુદ્ધ સામાયિકની રીતિ જે શાસ્ત્રકારે કહેલી છે તે રીતિનો ત્યાગ કરી ચકિત મૃગની જેમ ચારે દિશાએ નેત્રો ફેરવે તે ચળદૃષ્ટિ દોષ.

૪ **સાવદ્ય ક્રિયા દોષ**—કાયાવડે કંઇ સાવધ ક્રિયા કરે અથવા સાવધ ક્રિયાની સંજ્ઞા કરે તે.

૫ **આલંબન દોષ**—સામાયિકમાં દીવાલ પ્રમુખનો આશ્રય છોડી એકાંત બેસવું એ રીતિ છે તે રીત ત્યાગી દીવાલ, થાંભલા વગેરેને પીઠ લગાડીને બેસે તે કારણે પુંજ્યા વિનાની દિવાલ ઉપર ઘણા જીવોનો વિશ્રામ હોય ત્યાં પીઠ લગાડતાં ઘણા જીવોની વિરાધના થાય અથવા ઓઠીંગણ દઇ બેસવાથી નિદ્રાદિક પ્રમાદ વધે અને તેથી શુભ ધ્યાનાદિકમાં ખામી આવે તેથી તે દોષયુક્ત છે.

૬ **આકુંચન પ્રસારણ દોષ**—સામાયિક લઇને કારણવિના હાથ પગ સંકોચે અથવા લાંબા કરે.

૭ **આલસ્ય દોષ**—સામાયિકને વિષે અંગે આલસ મરડે, ટાચકા ફોડે, કરડકા કરે, કમ્મર વાંકી કરે વગેરે પ્રમાદની બહુલતાના કાર્યો કરે તે.

૮ **મોટન દોષ**—સામાયિકમાં અંગુલી પ્રમુખને વાંકી કરી ટાચકા વગાડે તે.

૯ **મલસ્ય દોષ**—સામાયિક લઇને શરીરે ખસ પ્રમુખ થઈ હોય તે વલુરે મેલ ઉતારે તે.

૧૦ **વિમાસણ દોષ**—સામાયિકમાં અંગ વિમાસણ કરાવે, હાથનો ટેકો દે, ગળે હાથ દઇ બેસે તે.

૧૧ **નિદ્રા દોષ**—સામાયિકમાં નિદ્રા કરે તે.

૧૨ **વસ્ત્ર સંકોચન દોષ**—ટાઢ પ્રમુખના પ્રબળથી પોતાને સમસ્ત અંગે સારી પેઠે વસ્ત્ર ઓઢે તે.

એ પ્રમાણે મનના દશ દોષ, વચનના દશ દોષ અને કાયાના બાર દોષ એ સર્વે બત્રીશ દોષ થાય. વિવેકી પુરૂષો તે દોષ ટાળી શુદ્ધ સામાયિક કરે.

## નીચેના વીસ દોષ ટાળી કાઉસગ્ગ કરવો.

૧ ઘોડાની પેઠે પગ ઉંચો નીચો કરે તે ઘોટક દોષ. ૨ લતાની પેઠે સુઇ રહે તે લતા દોષ. ૩ સ્થંભને આધારે ઓઠીંગે રહી ઉભો ઝુલે તે સ્થંભ દોષ. ૪ પર્વતના કૂટની પેઠે અક્કડ ઉભો રહે તે કૂટ દોષ. ૫ ઝાલણીઆના ઉંચા ઓઠીંગે રહી કાઉસગ કરે તે માળા દોષ. ૬ ભીલડીની પેઠે હાથ આગળ રાખી કરે તે શબરી દોષ. ૭ વહુની પેઠે ઘુંઘટો કાઢી વસ્ત્ર ઓઢે તે વધૂ દોષ. ૮ પ્રમાણ ઉપરાંત વસ્ત્ર માથે રાખી કરે તે લંબતર દોષ. ૯ શરીરને સ્તનની પેઠે ઢાંકીને કરે તે સ્તન દોષ. ૧૦ ગાડાંની ઉધની પેઠે બે પગની પાની એકઠી રાખે તે ઉધ દોષ. ૧૧ સાધ્વીની પેઠે વસ્ત્ર ઓઢી કરે તે સંજતી દોષ: ૧૨ દિગંબરની પેઠે હાથ ઉંચા રાખી કરે તે ખલીણ દોષ. ૧૩ કાગની પેઠે નેત્ર ચંચળ કરે તે વાયસ દોષ. ૧૪ કોઠનાં ફળ એકઠાં કર્યાની પેઠે વસ્ત્ર એકઠાં કરે તે કવીઠ દોષ. ૧૫ શરીરમાં ભૂત પ્રવેશ જેમ મસ્તક ધૂણાવે તેમ ધૂણી કાઉસગ કરે તે શીશકંપન દોષ. ૧૬ મુંગાની પેઠે હું હું કરે તે મૂક દોષ. ૧૭ આંગળી પાંપણે રાખી વિચાર કર્યાની પેઠે કાઉસગ કરે તે અંગુલીભ્રમૂહ દોષ. ૧૮ દારૂ શીશામાં નાખતાં ગરમીને યોગે બડબડ થાય તેની પેઠે કરે તે વારૂણી દોષ. ૧૯ તરસ્યા કપિની પેઠે હોઠ હલાવે તે પ્રેક્ષા દોષ. ૨૦ બીજાની પાસે પાઠ ઉચરાવી કરે તે અન્ય પાઠોચ્ચરિત દોષ.

કાઉસગ કરતી વખતે ઉપરના વીસ દોષોમાંથી એક પણ દોષ પોતામાં ન આવે તેનું બરાબર ધ્યાન આપવું.

# શ્રી પ્રતિક્રમણ સૂત્ર.

**પ્રતિક્રમણ શરૂ કરતાં પહેલાં ઉભા થઇ સવિનયે ગુરૂઆદિકને વંદણા કરી પ્રતિક્રમણના ત્રણ આવશ્યકની આજ્ઞા માગવી.**

## પહેલો આવશ્યક.[1]

( આ ઠેકાણે નવકાર તથા તિખ્ખુતાનો પાઠ પૂરો કહેવો. )

**ઇચ્છામિણં**—મારી ઇચ્છા છે. **ભંતે**—હે પૂજ્ય. **તુભેહિં**—તમારી. **અભણુંનાયસમાણે**—આજ્ઞા થવાથી. **દેવસી**—દિવસ સંબંધી **પડિક્રમણું**—પાપને નિવારણ કરવાને. **ઠાએમી**—એક સ્થાનકે બેસું છું. **દેવસી**—દિવસ સંબંધી. **જ્ઞાન**—જ્ઞાન. **દંસણ**—દર્શન. **ચારિત્ર**—આવતાં કર્મને રોકવાં તે. **તપ**—પૂર્વ કર્મ ખપાવવા તે. **અતિચાર**—લીધેલા વ્રત ભાંગવાને તૈયાર થવું તે. **ચિંત્તવનાર્થે**—વિચારવાને અર્થે. **કરેમિ**—કરૂં છું. **કાઉસગં**—કાયા સ્થિર રાખવી તે. ( નવકાર તથા કરેમિભંતેનો પાઠ બોલવો. )

**સ્તુતિ**—બાર ગુણ શ્રી અરહિંતના, આઠ ગુણ શ્રી સિદ્ધભગવંતના છત્રીશ ગુણ શ્રી આચાર્યજીના, પચીશ ગુણ શ્રી ઉપાધ્યાયજીના, સત્તાવીશ ગુણ શ્રી સાધુના, એ પંચ પરમેષ્ઠીના મળી એકસો આઠ ગુણ સંબંધી જ્ઞાન, દર્શન, ચરિત્ર, તપસંબંધી અવિનય અભક્તિ, અસાતના થઇ હોય તે મન, વચન, કાયાએ કરી જાણપણે, અજાણપણે, આકોટીપણે, અણાકોટીપણે, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, દેશથી, સર્વથી વિરાધના કરી હોય, ને દિવસ સંબંધી અવજ્ઞા, અપરાધ કીધો હોય, કરાવ્યો હોય, અનુમોદ્યો હોય તે સર્વે અરિહંત અનંતાસિદ્ધ ભગવાનની સાખે મિચ્છામિદુક્કડં.

**ઇચ્છામિ**—ઇચ્છું છું. **ઠામી**—એક ઠેકાણે રહીને કરૂં છું. **કાઉસગ**—કાયા સ્થિર રાખવી તે. **જો**—જે. **મે**—મહારે જીવે. **દેવસી**—દિવસ સંબંધી. **અઇયારો**—અતિચાર. **કઓ**—લગાડયો હોય. **કાઇઓ**—કાયાએ કરી. **વાઇઓ**—વચને કરી. **માણુસીઓ**—મને કરી **ઉસૂતો**—સૂત્રવિરૂદ્ધ કર્યું હોય. **ઉમ્મગો**—જિન માર્ગ છોડીને અન્ય માર્ગ પકડયો હોય. **અકપ્પો**—ન ભોગવવા જેવી વસ્તુ ભોગવી હોય. **અકરણિજો**—ન કરવા

---

1. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએ વિશેષ કરીને અવશ્ય કરવું તેને આવશ્યક કહે છે.

જેવું કર્યું હોય. **દુજ્ઝાઓ**--માઠું ધ્યાન ધર્યું હોય. **દુવિચિંતિઓ**--માઠી ચિંતવણા કરી હોય. **અણાયારો**--આચરવાયોગ્ય નહિ. **અણિચ્છિયવ્વો**-ઇચ્છવાયોગ્ય નહિ. **અસાવગ**--શ્રાવકને નહિ કરવા યોગ્ય. **પાવગો**--કાંઇ પ્રયોગ કર્યો હોય. **નાણે**--જ્ઞાનને વિષે. **તહ**--તેમજ. **દંસણે**--દર્શનને વિષે. **ચરિત્તાચરિત્તે**--થોડીવાર ચરિત્ર ને થોડીવાર નહિ ચરિત્ર એવું જે શ્રાવકનું ચારિત્ર તેને વિષે. **સૂએ**--સૂત્ર સિદ્ધાંતને વિષે. **સામાઇએ**--સમતારૂપ સામાયિકને વિષે. **તિણ્હં**--ત્રણ પ્રકારની. **ગુત્તિણં**--ગુપ્તિ, મન, વચન અને કાયા એ ત્રણને. **ચઉણ્હં**--ચાર પ્રકારનાં. **કસાએણં**--કષાય એટલે ક્રોધ, માન, માયા ને લોભ. **પંચણ્હં**--પાંચ પ્રકારનાં. **અણુંવયાણં**-અણુવ્રત (પહેલેથી પાંચવ્રત). **તિણ્હં**--ત્રણ પ્રકારનાં. **ગુણવયાણં**--ગુણવ્રત (તે છઠું, સાતમું ને આઠમું વ્રત). **ચઉણ્હં**--ચાર પ્રકારનાં. **સિખાવયાણં**--શિક્ષાવ્રત (તે નવ, દશ, અગીયાર ને બારમું વ્રત.) **બારસવિહસ**--(એ કહ્યો તે) બાર પ્રકારના. **સાવગ**--શ્રાવકના. **ધમ્મસ**--ધર્મને વિષે. **જં**--જે કાંઇ. **ખંડીયં**--ખંડિત કર્યું હોય. **જં**--જે કાંઈ. **વિરાહિયં**--વિરાધ્યું હોય. **તસ્સ**--તેનું **મિચ્છામિદુક્કડં**--દુષ્કૃત, પાપ નિષ્ફળ થાઓ.

**સ્તુતિ**—પ્રથમ મારો આત્મા અનાદિકાળનો મમતાપણે પરિણમ્યો છે તેને સમતાપણે પરિણમવાને વાસ્તે સાવજ જોગની વૃતિ કરવી. સમભાવનો લાભ તે સામાયિક કહીયે. પ્રથમ સામાયિક આવસ્યક તે સમતા પરિણામ રાખવા માટે નીપજાવવો.

## બીજો આવશ્યક.

તસ્સઉત્તરિકરણેણંથી ઠેઠ અપાણંવોસિરામિ સુધી કહીને તે પછી સ્થિર રહી કાઉસગ કરવો. તેમાં નવાણું અતિચાર જે દરેક વ્રત વગેરેને અંતે કહેવાશે તે અથવા ચાર લોગસ મનમાં બોલવા અને એક નવકાર ગણી કાઉસગ પાળવો.

**સ્તુતિ**—જે સમતાપણે પરિણમ્યા, મમતા પરિહર્યા, ચૌદ રાજલોકને મસ્તકે સિદ્ધ વર્યા, સંસાર સમુદ્ર નિસ્તર્યા, સર્વ ઉપમા અલંકૃત, સર્વ અઘમળહર, એવા ચોવીશ તીર્થંકર જન્મ, જરા, મરણને પરિક્ષીણ કરી, આત્મગુણ, આત્મપણે પરિણમ્યા, સાદિ અનંત ભાગે સિદ્ધ થયા. સમણ રમણરૂપ અનુભવ સ્થિર રહ્યા, તમારી સહાયપણે સમતા પ્રગટ થવા, મમતા પરિહરવાને અવસરે, સ્મરણ, ચિંતન, મનન, ધ્યાનરૂપે સહાય હોજો. એવા ચોવીશ તીર્થંકરની સ્તુતિરૂપ બીજો ચોવીસંથારૂપ આવસ્યક. (લોગસ્સનો પાઠ કહેવો).

## ત્રીજો આવશ્યક.

**સ્તુતિ**--હવે એવા ચોવીશ તીર્થંકર જેણે ઓળખાવ્યા; તેવા મારા ગુરૂ, ધર્માચાર્ય, મહાઉપકારી, જ્ઞાનલોચનના દાતાર, અજ્ઞાનતિમિરના ુહાર, મિથ્યાત્વ કલંકના મિટાવણહાર, ભવદાવાનળ શમાવવાને અર્થે ૃતધારા વાણી વરસાવતા, મુજ અપરાધીને ન્યાલ કરવા, મારગથી યાને મારગે ચડાવ્યો, (પછી પોતાના ભાગ્યની વાત) એવા મારા ગુરૂ, ધર્માચાર્ય, ધર્મોપદેશક, ધર્માત્મા, છ કાયના ગોવાળ, અધમ. ારણ, ભવદુઃખભંજન, લોચનદાતાર, નિર્લોભી, નિર્લાલચી, સમતાવંત, વંત, વિવેકી, વિજ્ઞાની, એકાંત ઉપકાર નિમિત્તે મેહેરબાની કરી સાચા ત્રપણે હાથ દઇ, મુજ કિંકર અપરાધી, ગુણરહિતઉપર કરૂણાબુદ્ધિએ યમાર્ગ દેખાડી સાચા દેવાધિદેવને ઓળખાવ્યા.

### વંદણા.

**ઇચ્છામિ ખમાસણો.** (ઉકડે આસને બેશી કહેવું.)

**ઇચ્છામિ**--ઇચ્છું છું. **ખમા**--ક્ષમાવંત. **સમણો**--સાધુ. **વંદિઉં**--ુ છઉં. **જાવણિજ્જાએ**--યથાશક્તિ. **નિસિહિયાએ**--અશુભ જોગને ષેધ કરીને. **અણુજાણહ**--આજ્ઞા દીઓ. **મે**--મુજને. **મિ**--મર્યાદાથી. ગહં--આવવાની. **નિસિહિ**--નિષેધ કરીને અશુભ જોગને. **અહો-** યં--તમારી કાયાને. **કાયસંફાસિયં**--મારી કાયાએ સ્પર્શ કરૂં છું. મણિજ્જો--ખમજો. **ભે**--પૂજ્ય. **કિલામો**--ક્લેશ ઉપજાવ્યો હોય તે. પ્પ--ગઇ છે. **કિલંતાણં**--ક્લામના તમારી. **બહુ**--ઘણી. **સુ-** ણું--શુભયોગે કરી. **ભે**--પૂજ્ય. **દિવસો**--દિવસ. **વઇક્કંતો**--વહી ા (ચાલ્યો ગયો). **જત્તાભે**-જાત્રારૂપ પૂજ્ય. **જવણિ**--જીતી છે દ્રને. **જંચ**--યથાશક્તિ. **ભે**--પૂજ્ય તમે. **ખામેમિ**-ખમાવું છઉં. **ખમાસમણો**--ક્ષમાસહિત સાધુ તમને. **દેવસિયં**--દિવસ સંબંધી. **વઇક્કમં**--થયેલા અપરાધને. **આવસ્સિયાએ**--અવશ્ય કરણી કરતાં લા અતિચારથી. **પડિક્કમામિ**--હું નિવર્તું છઉં. **ખમાસમણાણં**--ાવંત સાધુની. **દેવસિયાએ**--દિવસ સંબંધી. **આસાયણાએ**--ાતના. **તેત્તીસંનયરાએ**--તેંત્રીસ તથા તેથી અનેરે પ્રકારે. **જં**--કિંચિ--કાંઇ. **મિચ્છાએ**--ખોટું કીધું હોય. **મણ**--મને. **દુક્કડાએ**--ુ કર્યું હોય. **વય**--વચને. **દુક્કડાએ**--માઠું બોલ્યો હઉં. **કાય**--કાયા. ડાએ--માઠી વર્તાવી હોય. **કોહાએ**--ક્રોધ કર્યો હોય. **માણાએ**--

માન કર્યું હોય. **માયાએ**--કપટ કર્યું હોય. **લોહાએ**--લોભ કર્યો હોય. **સવ્વકાલિયાએ**--સર્વ કાળને વિષે. **સવ્વમિછોવયરાએ**--સર્વ જે કાંઇ ખોટું કર્યું હોય. **સવ્વ**—સર્વ. **ધમ્માઈ**—ધર્મની. **કમણાએ**—કરણીને વિષે. **આસાયણાએ**--આશાતના કરી હોય. **જા**--જે. **મે**--મને. **દેવસિઓ**--દિવસ સંબંધી. **અઈયારો**--અતિચાર. **કઓ**--લાગ્યા હોય. **તસ્સ**--તે અત્તિચારને. **ખમાસમણો**—ક્ષમાવંત સાધુ. **પડિકમામિ**--નિવર્તું છું. **નિંદામિ**--નિંદું છું, **ગરિહામિ**--ગરહું છઊં, હેલુંછું. **અપ્પાણંવોસિરામિ**--આત્માને તજું છઊં ( આ પાઠ બે વખત કહેવો ).

**સ્તુતિ**--એવા મારા ધર્મગુરૂએ, મુજને ન્યાલ કરવા મેહેરબાન થઇને મુજ અપરાધિને સુકૃત કમાણીરૂપ પુંજી સબળ, અર્થ, ભાવ, લક્ષ્મી, ભવોભવ કલ્યાણકારી, શિવ એકાંત સુખકારી, આનંદકારી, જયવિજયકારી પુણ્ય અને ધર્મબુદ્ધિકારી, સુલબોધબીજદાયક, સંવર કરણી બતાવી. મારી સમજણ માફક ભાગ્ય પ્રમાણે. છતી શક્તિ પ્રમાણે, મૂળગુણ, ઉત્તરગુણ, વ્રત, પચખાણ નિયમ મર્યાદા કરાવી છે, તે પાંચ આચાર સંબંધી થોડા કાળની મર્યાદા કરી ભલાં પચખાણ કરાવ્યાં છે. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રતાદિકને વિષે કોઇ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર દોષ લાગ્યો હોય, તે આલવણ, નિંદણ, ગ્રહણ આત્માને વિશુદ્ધ કરી પાપથી પાછા પગલાં ભરીને; આત્માને વિશુદ્ધ કરવા સારૂ, સંભાળી સંભાળી ધારી ધારી વિચારી વિચારીને દોષ નિવારવા પ્રતિક્રમણરૂપ ચોથો આવશ્યક કરવાની ઇચ્છા ઉપજી છે તે સફળ હોજો. દુષ્કૃત નિષ્ફળ હોજો.

સામાયિક એક, ચોવીસંથ્થો એટલે લોગસ એ અને વંદણા ત્રણ એ ત્રણ આવશ્યક પૂરા થયા તેને વિષે કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ગાથા સૂત્ર ઓછું અધિક વિપરીત કહેવાણું હોય તે મિચ્છામિદુક્કડં.

( ચોથા આવશ્યકની આજ્ઞા લેવી. )

## ચોથો આવશ્યક.

**દિવસસંબંધી**--દિવસને વિષે. **જ્ઞાન**--જ્ઞાન. **દરશણ**--દરશન. **ચારિત્રતપને વિષે જે અતિચાર લાગ્યો હોય તે આલોઉં**--કહી દેખાડું છઊં. **આગમે**--સૂત્ર, સિદ્ધાંત. **તિવિહે**--ત્રણ પ્રકારનાં, **પનંતે**--પરૂપ્યા. **તંજહા**--જેમ છે તેમ કહે છે. **સુત્તાગમે**--સૂત્ર આગમ. **અથ્થાગમે**--અર્થ આગમ એટલે સૂત્રના અર્થ કરવા તે. **તદુભયાગમે**--તે બે આગમ સૂત્ર તથા તેના અર્થ બન્ને સાથેજ હોય તે. **એહવા જ્ઞાનને વિષે જે**

અતિચાર દોષ લાગ્યો હોય તે આલોઉં—કહું છઉં. જંવાઈદ્ધં—સૂત્ર આઘાં પાછાં ભણાયાં હોય. વચ્ચામેલીયં—ધ્યાનવિના શૂન્ય ઉપયોગે સૂત્ર ભણાયાં હોય. હીણક્ખરં—ઓછો અક્ષર ભણાયો હોય. અચ્ચખરં—અધિક અક્ષર ભણાયો હોય. પયહીણં—પદ ઓછું ભણાયું હોય. વિણયહીણં—વિનયરહિત ભણાયું હોય. જોગહીણં—મન, વચન, કાયાના જોગ સ્થિર વિના ભણાયું હોય. ઘોસહીણં—શુદ્ધ ઉચ્ચારરહિન ભણાયું હોય. સુદુદિન્નં—રૂડું જ્ઞાન અવિનીતને દીધું હોય. દુદુપડિછિયં—દુષ્ટ રીતે ભણાયું હોય. અકાલે કઓ સઝાઓ—સંધ્યાકાળઆદિ બાર અકાળ તે વખતે સઝાય કરી હોય. કાલે ન કઓ સઝાઓ—ખરો વખત છે તે વખત સઝાય ન કરી હોય. અસઝાઈએ સઝાયં—લોહી પરૂ આદિ અપવિત્ર જગ્યાએ સઝાય કરી હોય. સઝાઇએ ન સઝાયં—સઝાય કરવા યોગ્ય જગા હોય ત્યાં સઝાય ન કરી હોય. તસ્સમિચ્છામિદુક્કડં—એ ચૌદ પ્રકારના અતિચારમાંહેલો કોઈ દોષ લાગ્યો હોય તે ખોટું કરેલું નિષ્ફળ થાજો.

દંસણ—સદહણા, આસ્તા. સમકિત[1]—ખરા ધર્મનું આચરણ. પરમત્થ—એ મોહોટા અર્થ. સંથવોવા—પરિચય કરવો, સમાગમ કરવો. સુદિઠ—ભલી દૃષ્ટિથી. પરમત્થ—એ મુખ્ય અર્થની. સેવણા—સેવના કરવી. વાવિ—અથવા. વાવન—સમકિત પામી ખસી જાય તે. કુદંસણ—ત્રણસેં ત્રેસઠ પાખંડી ( મુળગું સમકિત જેને ન હોય ) વજણા—તેને વર્જવા, ત્યાગ કરવો. સમત્ત—એ સમકિતવંતની. સદહણા—શ્રદ્ધા. એહવા સમકિતના સમણોવાસએણં—એવા સમકિતી જીવ સાધુના પાસાના સેવનાર શ્રાવકને. સમત્તસ્સ—સમકિતના. પંચ—પાંચ. અઇઆરા—અતિચાર. પાયાલા—મોહોટા પાતાળ કળશાસમાન. જાણિયવ્વા—જાણવા. ન સમાયરિયવા—(પણ) આચરવા નહિ. તંજહા—જેમ છે તેમ. તે—તે. આલોઉં—કહું છું. શંકા—સમકિતને વિષે શંકા રાખે ( જૈનધર્મ ખરો હશે કે ખોટો હશે ). કંખા—મિથ્યાત્વના મતની ઇચ્છા કરવી તે. વિત્તિગિછા—કરણીના ફળનો સંદેહ આણે. પરપાસંડ—બીજા પાખંડીના મતનાં. પરસંસા—વખાણ કર્યાં હોય. પરપાસંડ—બીજા પાખંડીનો. સંથવો—સમાગમ કર્યો હોય ( કેમકે જે પોતાના મતમાં જાણીતો ન હોય ને બીજાનો સમાગમ કરે તો તે એકતરફી વિચારથી

૧ પાંચ ગુણ જેનામાં હોય તેને સમકિત કહેલું—૧ સંમ, ૨ સંવેગ, ૩ નિર્વેગ, ૪ અનુકંપા, ૫ આસ્તા.

ખસી જાય છે). એ પાંચ અતિચાર મધ્યેથી કોઇ અતિચાર લાગ્યો હોય તો. **તસ્સમિચ્છામિદુક્કડં**—તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## પહેલું વ્રત.

**પહેલું**—પહેલું **અણુવ્રત**—નાનું (સાધુનાથી). **થુલાઓપાણા- ઇવાયાઓ**—મોટકા પ્રાણી હણવાથી. **વેરમણં**—નિવર્તું છું. **ત્રસજીવ**—હાલતા ચાલતા જીવ (તે કહે છે.) **બે ઇંદ્રિય**-બે ઇંદ્રિયવાળા. **તેઇંદ્રિય**-ત્રણ ઇંદ્રિયવાળા. **ચઉરિંદ્રિય**—ચાર ઇંદ્રિયવાળા. **પંચેદ્રિય**—પાંચ ઇંદ્રિયવાળા. **જીવ**—પ્રાણી. **જાણિ**—જાણીને **પ્રીછી**—ઓળખ્યા છતાં **સ- વ્વસંબંધી**—પોતાના સગાંસંબંધી. **શરીરમાંહેલા પીડાકારી**—પોતાના શરીરમાં પીડા ઉપજાવે એવા જીવ. **સઅપરાધી**—પોતાનો અ- પરાધ જેણે કર્યો હોય તે. પણ **વિગલેંદ્રિવિના**—જ્ઞાન રહિત (ભાન રહિત) તે બેઇંદ્રી તેઇંદ્રી ચઉરંદ્રી એ વરજીને. **આકુટી**-જાણીને. **હણવા**-હણવાની. **નિમિત્તે**—બુદ્ધિએ. **હણવાના**—હણવાની. **પચખાણ**—બંધી. **તથા સૂક્ષ્મ એકેંદ્રિય પણ હણવાના પચખાણ જાવજીવાએ**—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **દુવિહં**—બે કરણે કરી. **તિવિહેણં**—ત્રણ જોગે કરી. **ન કરેમિ**—કરૂં નહિ. **ન કારવેમિ**—બીજા પાસે કરાવું નહિ. **મણસા**—મને કરી. **વયસા**—વચને કરી. **કાયસા**—કાયાએ કરી. **એહ- વા**—એવા. **પહેલા**—પહેલા. **થૂલ**—મોહોટા. **પ્રાણાતિપાત**—જીવ હણવા થકી. **વેરમણં**—નિવૃત્તવાના. **વ્રતના**—વ્રતના. **પંચ અઈયારા**-પાંચ અતિચાર. **પાયાલા**—પાતાળ કળશા સમાન. **જાણિયવ્વા**—જા- ણવા. **ન સમાયરિવા**—(પણ) આચરવા નહિ **તંજહા**—જેમ છે તેમ. **તે આલોઉં**—કહું છું. **બંધે**—કોઇ જીવને તાણીને બાંધ્યો હોય. **વહે**-ઘણો માર માર્યો હોય. **છવિછેએ**—અવયવ છેદ્યા હોય (કાન, નાક આદિ.) **અઈભારે**—ઘણો ભાર ભર્યો હોય (ગજા ઉપરાંત). **ભત્તપાણવોછોએ**-અન્ન પાણી ભોગવતાં અટકાવ્યાં હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**—તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## બીજું વ્રત.

**બીજું અણુંવ્રત**—બીજું અણુંવ્રત. **થૂલાઓ**—મોટું. **મુસા- વાયાઓ**—જુઠું બોલવાથી. **વેરમણં**—નિવર્તું છું. **કન્નાલીક**—કન્યા- સંબંધી કામમાં. **ગોવાલીક**—ગાય ભેંશ આદિ ઢોરસંબંધી કામમાં **ભોમાલીક**—જમીનના કામમાં. **થાપણ**—થાપણ ઓળવવી. **મોસો**—

પ્ંચેદ્રિય જીવનો વધ થાય અથવા કોઇને મોટા દુઃખનું કારણ થાય તેવી. **મોટકીકુડીસાખ**--મોહોટી ખોટી સાક્ષી આપવા સંબંધી. **ઇત્યાદિક**--એ વગેરે. **મોટકું**--મોહોટું. **જીઠું**--જુઠું. **બોલવાના**--બોલવાની. **પચખાણ**--બંધી, ત્યાગ. **જાવજીવાએ**--જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **દુવિહં**-બે કરણ. **તિવિહેણું**--ત્રણ જોગે કરી, **ન કરેમિ**-(એ કામ) હું કરૂં નહિ. **ન કારવેમિ**--(બીજા પાસે તેવું કામ) કરાવું નહિ. **મણસા**--મને કરી. **વયસા**--વચને કરી. **કાયસા**--કાયાએ કરી. **એહવા બીજાથૂલ**--મહોટા. **મૃખાવાદ**--જુઠું બોલવાનું. **વેરમણં**--તજવાના. **વ્રતનાપંચ**--પાંચ. **અઇયારા**--અતિચાર. **જાણિયવા**--જાણવા. **ન સમાયરિયવ્વા**--(પણ) આચરવા નહિ. **તંજહા**--જેમ છે તેમ. **તેઆલોઉં**--કહું છું. **સહસ્સાભખ્ખાણે**-ધ્રાસકો પડે એવું બોલાણું હોય. **રહસ્સાભખ્ખાણે**--કોઇની છાની વાત ઉઘાડી કરી હોય. **સદારમંતભેએ**--પોતાની સ્ત્રીના મર્મ ઉઘાડા કર્યા હોય. **મોસોવએસે**--ખોટો ઉપદેશ કર્યો હોય. **કુડલેહકરણે**--ખોટા લેખ કર્યા હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**--તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## ત્રીજું વ્રત.

**ત્રીજું અણુવ્રત**--અણુવ્રત. **થૂલાઓ**--મોહોટું. **અદિન્નાદાણાઓ**--અણ દીધેલું લેવાથી એટલે ચોરી કરવાથી. **વેરમણં**--નિવર્તું છું. **ખાતર ખણી**--ખાતર ખોદીને. **ગાંઠડી છોડી**--કોઇની ગાંસડી છોડી. **તાલુંપર કુંચિએ કરી**--કોઇનું તાળું બીજી કુંચીએ ઉઘાડીને. **પડી વસ્તુ ધણીયાતી જાણી**--કોઇ પડેલી વસ્તુ તેનો કોઇ ધણી છે એમ જાણ્યા છતાં લેવી. **ઇત્યાદિક**--એ વગેરે બીજી. **મોટકું અદત્તાદાન લેવાના પચખાણ**--મોહોટી કોઇની રજા વગર લેવાની બંધી (તેમાં એટલો આગાર કે). **સગાં સંબંધી, વ્યાપાર સંબંધી નિભ્રમી વસ્તુ ઉપરાંત**--ભરમ વિનાની વસ્તુ એટલે એવી હલકી કે જે લેતાં કોઇ ચોર ઠરાવે કે ઠપકો આપે નહિ તે સિવાય બીજી બધી વસ્તુઓ. **અદત્તાદાન લેવાના પચ્ચખાણ**--આપ્યા વગર લેવાની એટલે ચોરી કરવાની બંધી. **જાવજીવાએ**--જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **દુવિહં**--બે કરણે કરી. **તિવિહેણું**--ત્રણ જોગે કરી **ન કરેમિ**--હું પોતે ચોરી કરૂં નહિ. **ન કારવેમિ**--બીજા પાસે કરાવું નહિ. **મણસા**--મને કરી. **વયસા**--વચને કરી. **કાયસા**--કાયાએ કરી. **એહવા ત્રીજા થૂલ**--મોહોટા. **અદત્તાદાન**--ચોરી કરવાનું. **વેરમણંવ્રતના**--તજવાના વ્રતના. **પંચ**--પાંચ. **અઇ-**

**યારા**--અતિચાર. **જાણિયવા**—જાણવા. **ન સમાયરિયવા**—આચરવા નહિ. **તંજહા**—તે જેમ છે તેમ. **તેઆલોઉં**--કહું છું. **તેનાહડે**—ચોરાઉ વસ્તુ લીધી હોય. **તક્કરપઉગે**—ચોરને મદદ આપી હોય. **વિરૂધ-રજાઇકમ્મે**-રાજ્યવિરૂદ્ધ કીધું હોય એટલે દાણ ચોરી વગેરે રાજાએ મ-નાઈ કરેલા ગુનાહ કીધા હોય. **કુડતોલે**--ખોટું તોળ્યું હોય. **કુડમાણે**--ખોટું માપ્યું હોય, ભર્યું હોય. **તપડિરૂવગવવહારે**--સારી વસ્તુ દેખાડી નરસી આપી હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**--તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## ચોથું વ્રત.

**ચોથું અણુવ્રત**--અણુવ્રત. **થૂલાઓ**-મોહોટું. **મેહુણાઓ**-મૈથુન સેવવાથી. **વેરમણં**--નિવર્તું છું. **સદાર**--પોતાની સ્ત્રીથીજ. **સંતોસીએ**-સંતોષ રાખવો. **અવસેસં**--તે સિવાય બીજી કોઇ સાથે. **મેહુણવિહં**-મૈથુન સેવવાની. **પચખાણ**--બંધી, ત્યાગ. ( **અને સ્ત્રીને સભરથાર**-પોતાના ભરથારથીજ. **સંતોસીએ**--સંતોષ રાખવો. **અવસેસં**--તે સિવાય બીજા કોઇની સાથે. **મેહુણ**--મૈથુન. **સેવવાના**--કરવાની. **પચ-ખાણ**-બંધી ) **અને જે સ્ત્રીપુરૂષને મૂળથકી કાયાએ કરી મેહુણ**-મૈથુન. **સેવવાના પચખાણ હોય**--સેવવાની બંધી હોય. **તેહને દેવતા મનુષ્યતિર્યંચ**--દેવતા, માણસ, પશુ વગેરે. **સંબંધીમેહુણના**--મૈથુન સેવવાની. **પચખાણ**--બંધી, ત્યાગ, **જાવજીવાએ**--જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **દેવતાસંબંધી**--તેમાં દેવતાની સાથે. **દુવિહં**--બે કરણે. **તિવિ-હેણં**--ત્રણ જોગે. **ન કરેમિ**--એ કામ કરૂં નહિ. **ન કારવેમિ**—બીજા પાસે કરાવું નહિ. **મણસા**--મને કરી **વયસા**--વચને કરી. **કાયસા**--કાયાએ કરી. **અને મનુષ્યતિર્યંચસંબંધી**--અને માણસ તથા પશુ વગે-રેની સાથે. **એગવિહં**--એક કરણે. **એગવિહેણં**-એક જોગે. **ન કરેમિ**-એ કામ કરૂં નહિ. **કાયસા**--કાયાએ કરી. **એવા ચોથા થૂલ**--મ્હોટા. **મેહુણ**--મૈથુન. **વેરમણંવ્રતના**--ત્યાગ કરવાના વ્રતના. **પંચ**--પાંચ. **અઇયારા**--અતિચાર. **જાણિયવા**—જાણવા. **ન સમાયરિયવા**—આચ-રવા નહિ. **તંજહા**—તે જેમ છે તેમ. **તેઆલોઊં**--કહું છું. **ઇત્તરિય-**નહાની ઉમરની સ્ત્રી, **પરિગહિય**—પોતાની પરણેલી સાથે. **ગમણે**--ગમન કર્યું હોય. **અપરિગહિયગમણે**—સ્ત્રીને પરણ્યો નથી તે અગાઉ તેની સાથે ગમન કર્યું હોય. **અનંગક્રીડા**--કામભોગ સંબંધી બીજી કાંઇ ક્રીડા કરી હોય. **પરવિવાહકરણે**—બીજાઓના વિવાહ મેળવી આપ્યા હોય. **કામભોગેસુ**—કામભોગને વિષે. **તિવાભિલાસા**--તીવ્ર અભિલાષા રાખી હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**—તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## પાંચમું વ્રત.

**પાંચમું અણુવ્રત**--અણુવ્રત. **થૂલાઓ**--મ્હોટા **પરિગહાઓ**--ધન, દોલત વગેરે પરિગ્રહથી. **વેરમણં**--નિવર્તું છું. **ખેત**--ખેતર, વાડી આદિ ઉઘાડી જમીન. **વથ્થુનો**--ઘર, તબેલા આદિ ઢાંકી જમીનની. **યથાપરિમાણ**--જેટલી મર્યાદા કરી છે. **હિરણ**--રૂપું. **સોવનનું**--સોનાની. **યથાપરિમાણ**--જે પ્રમાણે મર્યાદા કરી છે. **ધન**--સિક્કાબંધ નાણું. **ધાનનું**--દાણાની. **યથાપરિમાણ**--જે પ્રમાણે મર્યાદા કરી છે. **દુપદ**--બે પગાં મનુષ્યાદિક. **ચઉપદનું**--ચોપગાં ઢોરની. **યથાપરિમાણ**--જે પ્રમાણે મર્યાદા કરી છે. **કુવિયનું**--ઘરવખરાની. **યથાપરિમાણ**--જે પ્રમાણે મર્યાદા કરી છે. **એ યથાપરિમાણ કીધું છે**--એ પ્રમાણે જેવી મર્યાદા કરી છે. **તે ઉપરાંત પોતાનો પરિગ્રહ**--દોલત. **કરી રાખવાના પચ્ચખાણ**--બંધી. **જાવજીવાએ**--જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **એગવિહં**-એક કરણે કરી. **તિવિહેણં**--ત્રણ જોગે કરી. **ન કરેમિ**-કરૂં નહિ (મર્યાદા ઉપરાંત દોલત રાખું નહિ). **મણસા**--મને કરી. **વયસા**--વચને કરી. **કાયસા**--કાયાએ કરી. **એવા પાંચમા થૂલ**--મ્હોટા. **પરિગહપરિમાણ**--દોલતની મર્યાદા ઉપરાંત. **વેરમણંવ્રતના**--તજી દેવાના વ્રતના. **પંચ**--પાંચ. **અઇયારા**--અતિચાર. **જાણિયવા**--જાણવા. **ન સમાયરિયવા**--આચરવા નહિ. **તંજહા**--તે જેમ છે તેમ. **તેઆલોઉં**--કહું છું. **ખેતવથ્થુપમાણાઇક્કમે**--ઉઘાડી તથા ઢાંકી જમીનની મર્યાદા ઓળંગી હોય. **હિરણસોવનપમાણાઇક્કમે**--રૂપું તથા સોનાની મર્યાદા ઓળંગી હોય. **ધનધાનપમાણાઇક્કમે**--રોકડ નાણું તથા દાણાની મર્યાદા ઓળંગી હોય. **દુપદચઉપદપમાણાઇક્કમે**--બે પગાં, ચો પગાંની મર્યાદા ઓળંગી હોય. **કુવિયપમાણાઇક્કમે**--ઘરવખરાની મર્યાદા ઓળંગી હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**--તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## છઠ્ઠું વ્રત.

**છઠ્ઠું દિશિવ્રત**-દિશાઓની મર્યાદા બાંધવાનું વ્રત. **ઉઠ્ઠદિશિનું**-ઉંચી દિશાનું. **યથાપરિમાણ**--મર્યાદા કરી છે. **અધોદિશિનું**--નીચી દિશાની. **યથાપરિમાણ**-મર્યાદા કરી છે. **તિરિયદિશિનું**--ત્રીજી (વચલી) જમીનની દિશાની (ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ). **યથાપરિમાણ**--મર્યાદા કરી છે. **એ યથાપરિમાણ કીધું છે.**--એ પ્રમાણે મર્યાદા કરી છે. **તે ઉપરાંત**--તે સિવાય. **સઇચ્છાએ**--પોતાની મરજીથી, **કાયાએ જઇને**--

પોતાની કાયાએ કરીને. **પાંચ**[1] **આશ્રવ સેવવાના**—ભોગવવાની. **પચ્ચખાણ**—બાંધી. **જાવજીવાએ**—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **દુવિહં**—બે કરણે કરી. **તિવિહેણં**—ત્રણ જોગે કરી. **ન કરેમિ**—હું કરૂં નહિ. **ન કારવેમિ**—બીજા પાસે એ કામ કરાવું નહિ. **મણસા**—મને કરી. **વયસા**—વચને કરી. **કાયસા**—કાયાએ કરી. **એહવાછઠ્ઠાદિશિવેરમણંવ્રતના**—એ પ્રમાણે દિશાની મર્યાદા ઉપરાંત કોઇ દિશાએ જવાનું તજી દેવાના વ્રતના. **પંચ**—પાંચ. **અઇયારા**—અતિચાર. **જાણિયવા**—જાણવા. **ન સમાયરિયવા**—આચરવા નહિ. **તંજહા તેઆલોઉં**—તે જેમ છે તેમ કહું છું. **ઉડ્ઢદિશિપમાણાઇકમે**—ઉંચી દિશાનું ( પ્રમાણ અતિક્રમ્યા હોય ) મર્યાદા ઓળંગી હોય. **અધોદિશિપમાણાઇકમે**—નીચી દિશાની મર્યાદા ઓળંગી હોય. **તિરિયદિશિપમાણાઇકમે**—ત્રીછી દિશા ( પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ) ની મર્યાદા ઓળંગી હોય. **ખેતવુઢ્ઢી**—ક્ષેત્ર વૃદ્ધિ એક દિશા ઘટાડીને બીજી દિશા વધારી હોય. **સઇઅંતરધાએ**—સંદેહ પડયા છતાં આગળ જવાયું હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**—તે ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## સાતમું વ્રત.

**સાતમું વ્રત ઉવભોગ**—જે વસ્તુ એકજવાર ભોગવાય તે ખાનપાનાદિ **પરિભોગવિહં**—જે વસ્તુ વારંવાર ભોગવવામાં આવે તે ઘરેણાં લુગડાં વગેરે તેની મર્યાદાની. **પચખાયમાણે**—બાંધી કરવી. ૧ **ઉલણિયાવિહં**—અંગ લુવાનાં વસ્ત્રની મર્યાદા. ૨ **દંતણવિહં**—દાતણની મર્યાદા. ૩ **ફલવિહં**—ફળની મર્યાદા. ૪ **અભંગણવિહં**—તેલ વગેરે શરીરે ચોપડવાની વસ્તુની મર્યાદા. ૫ **ઉવટણવિહં**—મર્દન કરવાની વસ્તુ (પીઠી વગેરેની ) મર્યાદા. ૬ **મંજણવિહં**—નાહાવાના પાણી વગેરેની મર્યાદા. ૭ **વથ્થવિહં**—વસ્ત્રની મર્યાદા. ૮ **વિલેવણવિહં**—વિલેપન કરવાની વસ્તુની મર્યાદા. ૯ **પુફ્ફવિહં**—પુષ્પ–ફુલની મર્યાદા. ૧૦ **આભરણવિહં**—ઘરેણાની મર્યાદા. ૧૧ **ધુપવિહં**—ધૂપ કરવાની મર્યાદા. ૧૨ **પેજવિહં**—પીવાની વસ્તુ ઓષડ ક્વાથ વગેરેની મર્યાદા. ૧૩ **ભખ્ખણવિહં**—સુખડીની મર્યાદા. ૧૪ **ઉદનવિહં**—ધાનની જાતની મર્યાદા. ૧૫ **સુપવિહં**—કઠોળની મર્યાદા. ૧૬ **વિગયવિહં**—( ઘી, તેલ, દુધ, દહીં, ગોળ આદિ ) વિગયની મર્યાદા. ૧૭ **સાકવિહં**—લીલોત્રી શાકની મર્યાદા. ૧૮ **મહુરવિહં**—મેવાની મર્યાદા. ૧૯ **જમણવિહં**—જમવાની મર્યાદા–અમુક વખતે આટલી વસ્તુ ખાવી. ૨૦ **પાણિવિહં**—પાણીની મર્યાદા. ૨૧ **મુખવા-**

---

૧ જીવહિંસા. ૨ જુઠું. ૩ ચોરી. ૪ મૈથુન. ૫ પરિગ્રહ.

**સવિહં**—સોપારી, લવિંગ, એળચી વગેરે મુખવાસની મર્યાદા. ૨૨ **વાહનવિહં**—અશ્વાદિક વાહનની મર્યાદા. ૨૩ **વાહનિવિહં**—પગરખાં વગેરેની મર્યાદા. ૨૪ **સયણવિહં**—શય્યા, પલંગ આદિ સુવાની વસ્તુની મર્યાદા. ૨૫ **સચિતવિહં**—સચિત ( જીવ સહિત ) વસ્તુની મર્યાદા. ૨૬ **દવવિહં**—બીજાં દ્રવ્ય એટલે પદાર્થની મર્યાદા. ઇત્યાદિકનું **યથા પરિમાણ કીધું** છે—એ તથા એ સિવાય વસ્તુની જે પ્રમાણે મર્યાદા બાંધી ( ફલાણી વસ્તુ મારે આજ આટલી ખાવી કે પીવી તથા ફલાણી વસ્તુ આજ ભોગવવી કે નહિ ઇત્યાદિ). **તે ઉપરાંત**—જે મર્યાદા બાંધી છે તે ઉપરાંત. **ઉવભોગ**—જે વસ્તુ એકજવાર ભોગવવામાં આવે તે **પરિભોગ**—જે વસ્તુ વારંવાર ભોગવવામાં આવે તે. **ભોગનિમિત્તે**—ભોગવવાની મરજી કરી. **ભોગવવાના પચખાણ**—ભોગવવાની બંધી. **જાવજીવાએ**—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **એગવિહં**—એક કરણે કરી. **તિવિહેણં**—ત્રણ જોગે કરી. **ન કરેમિ**—એ કામ કરૂં નહિ. **મણસા**—મને કરી. **વયસા**—વચને કરી. **કાયસા**—કાયાએ કરી. **એહવાસાતમાઉવભોગ**—એકજવાર ભોગવવાની. વસ્તુ **પરિભોગ**—વારંવાર ભોગવવાની વસ્તુ. **દુવિહે**—બે પ્રકારે. **પન્નતે**—કહી છે. **તંજહા**—તે જેમ છે તેમ કહે છે. **ભોયણાઉય**—ભોજનનો એક ભેદ. **કમ્મઉય**—વ્યાપારનો બીજો ભેદ. **ભોયણાઉય**—ભોજનનાં. **સમણોવાસએણં**—શ્રાવકને. **પંચઅઇયારા**—પાંચ અતિચાર. **જાણિયવા**—જાણવા. **ન સમાયરિયવા**—( પણ) આચરવા નહિ. **તંજહા**—તે જેમ છે તેમ. **તેઆલોઉં**—કહું છું. **સચિત્તાહારે**—સચેત વસ્તુ ખાધી હોય ( વનસ્પતિ આદિ કાચુ ખાવું ). **સચિત્તપડિબદ્ધાહારે**—સચેતની સાથે લાગેલી વસ્તુ (લીંબડાનો ગુંદ વગેરે ) ખાધી હોય. **અપ્પોલિઓસહીભખ્ખણિયા**—જે વસ્તુમાં જીવના પ્રદેશ રહી ગયા હોય એવી વસ્તુ ખાધી હોય કાચું પાકું શાક આદિ. **દુપોલિઓસહીભખ્ખણિઆ**—માઠી રીતે પકવેલી વસ્તુ ખાધી હોય ભડથાં વગેરે. **તુછોસહીભખ્ખણિઆ**—ખાવું થોડું ને નાખી દેવું ઘણું એવી વસ્તુ ખાધી હોય ( સીતાફળ, શેરડી વગેરે ) એ પાંચ પ્રકારની વસ્તુ ખાધી હોય તો અતિચાર લાગે. **કમ્મઉણં**—વ્યાપારના **સમણોવાસએણં**—શ્રાવકને. **પનરસકમ્મદાણાઇં**—પંદર પ્રકારે કર્મ આવવાનાં ઠેકાણાં. **જાણિયવા**—જાણવાં. **નસમાયરિયવા**—આચરવા નહિ. **તંજહા**—જેમ છે તેમ. **તેઆલોઉં**—કહું છું. **ઇંગાલકમ્મે**—અગ્નિનો વેપાર કીધો હોય (લુહારાદિ). **વણકમ્મે**—મોટાં મોટાં વનનાં ઝાડો કપાવી વ્યાપાર કીધો હોય. **સાડિકમ્મે**—સોડ કરીને વસ્તુ વેચવાનો વેપાર

કીધો હોય (ગળી દારૂ વગેરેનો). **ભાડીકમ્મે**--ગાડાં ઘર વગેરે નવાં કરાવી તેનાં ભાડાં ખાવાનો વેપાર કર્યો હોય. **ફોડીકમ્મે**--પૃથ્વીનાં પેટ ફોડાવવાનો વેપાર કીધો હોય (કુવા વાવ આદિ કરાવવાનો). **દંતવાણિજે**--હાથી દાંત વગેરેનો વેપાર કીધો હોય. **કેસવાણિજે**--ચમરી ગાય વગેરેના વાળનો વેપાર કીધો હોય. **રસવાણિજે**--મદિરાદિકના રસનો વેપાર કીધો હોય. **લખવાણિજે**--લાખ વગેરેનો વેપાર કીધો હોય. **વિસવાણિજે**--વિષ (ઝેર) નો વેપાર કીધો હોય. **જંતુપીલણકમ્મે**--ઘાણી સંચા વગેરે યંત્રોનો વેપાર કીધો હોય. **નિલંછણકમ્મે**--બળદ ઘોડા વગેરેના અવયવ સમાર્યાનો વેપાર કીધો હોય. **દવગિદાવણિયા**--દાવાનળ સળગાવ્યો હોય. **સર**-સરોવર. **દહ**--દ્રહકુંડ. **તલાગ**--તળાવ. **પરિસોસણિઆ**--ઉલેચાવ્યાં હોય. **અસઇજણપોસણિયા**--ઢોર તથા ગુલામ આદિને ઊછેરી ઊછેરીને વેચ્યાં હોય. **તસ્સમિચ્છામિદુક્કડં**--એ ખોટું કીધેલું નિષ્ફળ થાજો.

## આઠમું વ્રત.

**આઠમું વ્રત અણથાદંડનું**--સ્વાર્થ વિના આત્મા દંડાય છે. **વેરમણં**--(તેથી) નિવર્તું છું. **ચઉવિહે**--ચાર પ્રકારે. **અણથાદંડે**--અર્થ વિના દંડ પડે છે. **પન્નતે**--તે કહે છે. **તંજહા**-જેમ છે તેમ. **અવઝાણાચરિયં**--આર્ત તથા રૌદ્ર ધ્યાન ધરવાથી (માઠી ચિંતવણા કરવાથી). **પમાયાચરિયં**--પ્રમાદ કરવાથી (આળસથી ઘી, તેલ વગેરેનાં ઠામ ઉઘાડાં રાખવાથી જીવ હિંસા થાય છે) **હંસપયાણં**--હિંસા થાય એવા શસ્ત્રનો (છરી, ચાકાં, સુડી વગેરેનો) સંગ્રહ કરવાથી. **પાવકમ્મોવએસં**--પાપ કર્મનો ઉપદેશ કરવાથી. **એહવાંઆઠમાઅણથાદંડ**--અર્થ વિનાનાં પાપ. **સેવવાનાપચખાણ**--સેવવાની બંધી. **જાવજીવાએ**--જ્યાં સુધી જીવું ત્યાંસુધી. **દુવિહં**--બે કરણે. **તિવિહેણં**--ત્રણ જોગે કરી. **ન કરેમિ**--એ પ્રમાણે કરૂં નહિ. **ન કારવેમિ**--બીજા પાસે તેમ કરાવું નહિ. **મણસા**--મને કરી. **વયસા**--વચને કરી. **કાયસા**--કાયાએ કરી. **એવાઆઠમાઅણથાદંડ**-તેઅર્થ વિનાના દંડ આવે તે પાપ. **વેરમણં**--તજી દેવાના. **વ્રતના પંચ**--પાંચ **અઇયારા**--અતિચાર. **જાણિયવા**--જાણવા. **ન સમાયરિયવા**--આચરવા નહિં. **તંજહા**--તે જેમ છે તેમ. **તેઆલોઉં**-કહું છું. **કંદપ્પે** કામ વધે એવી વાત કરી હોય. **કુકુઇએ**--કુચેષ્ટા કરી હોય. **મોહરિએ**--જેમ તેમ બોલ્યો હોય. ગાળ દીધી હોય. **સંજુતાહિગરણે**--ઘણાં હથિઆરો એકઠાં કરી રાખ્યાં હોય. **ઉવભોગપરિભોગ**

# અથ શ્રી મ્હોટો બાસઠીઓ.

अनुष्टुप्वृत्त.

जीव १ गइ २ इंदिय ३ काए ४ । जोग ५ वेए ६ कसाय ७ लेस्सा ८ ॥ सम्मत्त ९ नाण १० दंसण ११ । संजय १२ उवओग १३ आहारे १४ ॥ १ ॥ भासग १५ परित १६ पज्जात्ति १७ । सुहुमं १८ सन्नि १९ भवत्थि २० चरिमेय २१ ॥ जीवेय-खेत्तबंधे । पुग्गलएमहादंडएचेव ॥ २ ॥

## એ બે ગાથાનો વિસ્તાર કહે છે.

### ૧ જીવદ્વાર.

૧ સમુચ્ચય જીવમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

### ૨ ગતિદ્વાર.

૧ નરક ગતિમાં—જીવના ભેદ ૩–૧ સંજ્ઞીનો અપર્યાપ્તો, ૨ પર્યાપ્તો ને ૩ અસંજ્ઞીનો અપર્યાપ્તો. ગુણઠાણા ૪ પ્રથમ, જોગ ૧૧, ૪ મનના, ૪ વચનના, ૧ વૈક્રેય, ૧ વૈક્રેયનો મિશ્ર; ૧ કર્મણકાયજોગ, એવં ૧૧. ઉપયોગ ૯—૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ દર્શન. લેશા ૩ પ્રથમ.

૨ તિર્યંચની ગતિમાં—જીવના ભેદ ૧૪, ગુ૦ ૫ પ્રથમ, જોગ ૧૩ આહારકના ૨ વર્જિને. ઉપ૦ ૯–૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ દર્શન. લેશા ૬.

૩ તિર્યંચણીમાં–જીવના ભેદ ૨—સંજ્ઞીનો અપર્યાપ્તો ને ૨ પર્યાપ્તો. ગુ૦ ૫ પ્રથમ, જોગ ૧૩, ઉપયોગ ૯—૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ દર્શન, લેશા ૬.

૪ મનુષ્યની ગતિમાં—જીવના ભેદ ૩—૧ સંજ્ઞીનો અપર્યાપ્તો, ૨ પર્યાપ્તો, ૩ અસંજ્ઞીનો અપર્યાપ્તો, ગુ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૫ મનુષ્યણીમાં-જીવના ભેદ ૨, સંજ્ઞીના ગુ૦ ૧૪, જોગ ૧૩ આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૧૨, લેશા ૬.

૬ દેવતાની ગતિમાં—જીવના ભેદ ૩—૧ સંજ્ઞીનો અપર્યાપ્તો, ૨ પર્યાપ્તો, ૩ અસંજ્ઞીનો અપર્યાપ્તો, ગુ૦ ૪ પહેલા, જોગ ૧૧—૪ મનના, ૪ વચનના, ૨ વૈક્રેયના, ૧ કાર્મણનો—ઉપયોગ ૯, લેશા ૬.

૭ દેવાંગનામાં-જીવના ભેદ ૨—૧ સંજ્ઞીનો અપર્યાપ્તો ને ૨ પર્યાપ્તો, ગુ૦ ૪ પ્રથમ; જોગ ૧૧—૪ મનના, ૪ વચનના, ૨ વૈક્રેયના ને ૧ કાર્મણનો, ઉપયોગ ૯, લેશા ૪.

૮ સિદ્ધગતિમાં-જીવના ભેદ નથી, ગુણઠાણા નથી, જોગ નથી, ઉપયોગ ૨—૧ કેવળજ્ઞાન, ૨ કેવળદર્શન, લેશા નથી.

એ આઠ ભેદનો અલ્પબહુત્વ, સર્વથી થોડી મનુષ્યણી ૧. તેથી મનુષ્ય સમુચ્છિમ ભેળતાં અસંખેજ્જગુણા ૨. તેથી નારકી અસંખેજ્જગુણા ૩. તેથી તિર્યંચણી અસંખેજ્જગુણી ૪ તેથી દેવતા અસંખેજ્જગુણા ૫. તેથી દેવી સંખેજ્જગુણી ૬. તેથી સિદ્ધભગવંત અનંતગુણા ૭. તેથી તિર્યંચ અનંતગુણા ૮.

## ૩ ઈંદ્રિયદ્વાર.

૨ સઇંદિયામાં-જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૨ પ્રથમ, જોગ ૧૫, ઉપયોગ ૧૦ તે ૧ કેવળજ્ઞાન, ૨ કેવળદર્શન એ ૨ વર્જિને, લેશા ૬.

૨ એકેંદ્રિયમાં-જીવના ભેદ ૪—૧ સુક્ષ્મ એકેંદ્રિયનો અપર્યાપ્તો ને ૨ પર્યાપ્તો, ૩ બાદર એકેંદ્રિયનો અપર્યાપ્તો ને પર્યાપ્તો, ગુ૦ ૧ પ્રથમ, જોગ ૫, ઉદારિક ૧, ઉદારિકનો મિશ્ર ૨, વૈક્રેય ૩, વૈક્રેયનો મિશ્ર ૪, કાર્મણ કાયજોગ ૫, ઉપયોગ ૩—૨ અજ્ઞાન ને ૧ અચક્ષુદર્શન; લેશા ૪.

૫ બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨ ચઉરેંદ્રિય એ ૩ માં—જીવના ભેદ ૨ પોતપોતાનો અપર્યાપ્તો ૧ ને પર્યાપ્તો ૨, ગુ૦ ૨ પહેલા, જોગ ૪—૨ ઉદારિકના, ૧ કાર્મણનો ને ૧ વ્યવહાર વચનનો. ઉપયોગ બેઇંદ્રિય તેઇંદ્રિયમાં ૫—૨ જ્ઞાન, ૨ અજ્ઞાન

ને ૧ અચક્ષુદર્શન અને ચઉરેંદ્રિયમાં ૬ તે ૧ ચક્ષુદર્શન વધ્યું, લેશા ૩.

૬ પચેંદ્રિયમાં—જીવના ભેદ ૪—૧ સંજ્ઞીનો અપર્યાપ્તો, ૨ પર્યાપ્તો, ૩ અસંજ્ઞીનો અપર્યાપ્તો ને ૪ પર્યાપ્તો, ગુ૦ ૧૨ પ્રથમ, જોગ ૧૫, ઉપયોગ ૧૦. કેવળજ્ઞાન ૧, કેવળદર્શન ૨ એ ૨ વર્જ્યા, લેશા ૬.

૭ અણિંદિયામાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણ૦ ૨ તેરમું ને ચઉદમું, જોગ ૭—૨ મનના તે સત્ય મન ૧, વ્યવહાર મન ૨, બે વચનના તે સત્ય વચન ૧, વ્યવહાર વચન ૨ અને ઉદારિકનો ૫, ઉદારિકનો મિશ્ર ૬, કાર્મણકાયજોગ ૭. ઉપયોગ ૨ કેવળજ્ઞાન ૧, કેવળદર્શન ૨. લેશા ૧ શુક્લ.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા પંચેંદ્રિયા ૧, તેથી ચઉરેંદ્રિયા વિશેષાહિયા ૨, તેથી તેઇંદ્રિયા વિશેષાહિયા ૩, તેથી બેઇંદ્રિયા વિશેષાહિયા ૪, તેથી અણિંદિયા અનંતગુણા ૫, તેથી એકેંદ્રિયા અનંતગુણા ૬, તેથી સઇંદ્રિયા વિશેષાહિયા ૭.

## ૪ કાયદ્વાર.

૧ સકાયામાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૪ પૃથ્વીકાય ૧, અપકાય ૨, વનસ્પતિકાય ૩ એ ૩ માં—જીવના ભેદ ૪. ગુણ૦ ૧. જોગ ૩, ઉપયોગ ૩, લેશા ૪.

૬ તેઉકાય ૧, વાઉકાય ૨ એ ૨ માં—જીવના ભેદ ૪, ગુ૦ ૧, જોગ—તેઉમાં ૩ ને વાઉમાં ૫ તે ૨ વૈક્રેયના વધ્યા, ઉપયોગ ૩, લેશા ૩.

૭ ત્રસકાયમાં જીવના ભેદ ૧૦ તે ૪ એકેંદ્રિયના વર્જ્યા, ગુણઠાણા ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૮ અકાયામાં—જીવના ભેદ નથી, ગુણઠાણા નથી, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા ત્રસકાયા ૧, તેથી તેઉકાયા અસંખ્યેજગુણા ૨, તેથી પૃથ્વીકાયા વિશેષાહિયા ૩, તેથી અપ-

યા વિશેષાહિયા ૪, તેથી વાઉકાયા વિશેષાહિયા ૫, તેથી કાયા અનંતગુણા ૬, તેથી વનસ્પતિકાયા અનંતગુણા ૭, થી સકાયા વિશેષાહિયા ૮.

## ૫ જોગદ્વાર.

સજોગીમાં જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૩, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

મનજોગીમાં—જીવનો ભેદ ૧, સંજ્ઞીનો પર્યાપ્તો, ગુ૦ ૧૩, જોગ ૧૪ એક કાર્મણનો વર્જિને, ઉપયોગ ૧૨, લેશા ૬.

વચનજોગીમાં—જીવના ભેદ ૫, બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨, ચઉરેંદ્રિય ૩, અસંજ્ઞીપંચેંદ્રિય ૪, સંજ્ઞીપંચેંદ્રિય ૫ એ ૫ ના પર્યાપ્તા. ગુણુઠાણા ૧૩, જોગ ૧૪, કાર્મણ વર્જિને, ઉપયોગ ૧૨, લેશા ૬.

કાયજોગીમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૩, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

અજોગીમાં—જીવનો ભેદ ૧, સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણઠાણું ૧ ચઉદમું, જોગ નહિં, ઉપયોગ ૨ કેવળજ્ઞાન ને કેવળદર્શન, લેશા નથી.

એહનો અલ્પબહુત્વ, સર્વથી થોડા મનજોગી ૧, તેથી વચનજોગી અસંખેજ્જગુણા ૨, તેથી અજોગી અનંતગુણા ૩, તેથી કાયજોગી અનંતગુણા ૪, તેથી સજોગી વિશેષાહિયા ૫.

## ૬ વેદદ્વાર.

સવેદીમાં—જીવના ભેદ ૧૪, ગુણ૦ ૯ પ્રથમ, જોગ ૧૫; ઉપયોગ ૧૦, કેવળજ્ઞાન ૧, કેવળદર્શન વર્જિને. લેશા ૬.

સ્ત્રી વેદ ૧, પુરૂષવેદ ૨, એ ૨ માં—જીવના ભેદ ૨ સંજ્ઞીના ગુણ૦ ૯, જોગ ૧૫ પુરૂષવેદમાં અને સ્ત્રીવેદમાં ૧૩ તે ૨ આહારકના વર્જિને, ઉપયોગ ૧૦, લેશા ૬.

નપુંસકવેદમાં—જીવના ભેદ ૧૪, ગુણ૦ ૯, જોગ ૧૫, ઉપયોગ ૧૦, કેવળજ્ઞાન ૧, કેવળદર્શન ૨, વર્જિને. લેશા ૬.

૫ અવેદીમાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણ૦ ૬, નવમાથી તે ૧૪ મા સુધી, જોગ ૧૧—૪ મનના, ૪ વચનના, ૨ ઉદારિકના ને ૧ કાર્મણનો એવં ૧૧. ઉપયોગ ૯, ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૧ શુક્લ.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા પુરૂષવેદી ૧, તેથી સ્ત્રીવેદી સંખેજ્જગુણા ૨, તેથી અવેદી અનંતગુણા ૩. તેથી નપુંસકવેદી અનંતગુણા ૪, તેથી સવેદી વિશેષાહિયા ૫.

## ૭ કષાયદ્વાર.

૧ સકષાઈમાં—જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૦ પ્રથમ, જોગ ૧૫, ઉપયોગ ૧૦, કેવળજ્ઞાન ૧, કેવળદર્શન ૨ વર્જિને, લેશા ૬.

૪ ક્રોધ ૧, માન ૨, માયા ૩, એ ૩ માં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૯, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬.

૫ લોભકષાયીમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૦ પહેલાં, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬.

૬ અકષાયીમાં—જીવનો ભેદ ૧, સંજ્ઞીનો પર્યાપ્તો. ગુણ૦ ૪ ઉપરલા, જોગ ૧૧—૪ મનના, ૪ વચનના, ૨ ઉદારિકના, ૧ કાર્મણનો એવં ૧૧, ઉપયોગ ૯—૫ જ્ઞાન, ૪ દર્શન એવં ૯, લેશા ૧.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા અકષાયી ૧, તેથી માનકષાયી અનંતગુણા ૨, તેથી કોહકષાયી વિશેષાહિયા ૩, તેથી માયાકષાયી વિશેષાહિયા ૪, તેથી લોભકષાયી વિશેષાહિયા ૫, તેથી સકષાયી વિશેષાહિયા ૬.

## ૮ લેશ્યાદ્વાર.

૧ સલેશીમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૩, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૪ કૃષ્ણ ૧, નીલ ૨, કાપુત ૩, એ ૩ લેશીમાં—જીવના ભેદ ૧૩, ગુણઠાણા ૬ પ્રથમ, જોગ ૧૫, ઉપયોગ ૧૦, બે કેવળના વર્જ્યા, લેશા પોતપોતાની.

૫ તેજુલેશીમાં—જીવના ભેદ ૩, સંજ્ઞીનો અપર્યાપ્તો ૧, પર્યાપ્તો ૨, બાદર એકેંદ્રિયનો અપર્યાપ્તો ૩, ગુણ૦ ૭ પ્રથમ, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૧ તેજુ.

૬ પદ્મલેશીમાં જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૭ પ્રથમ, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૧ પદમ.

૭ શુક્લલેશીમાં—જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૧૩ પ્રથમ, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૧ શુક્લ.

૯ અલેશીમાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો. ગુણ૦ ૧ ચઉદમું, જોગ નથી, ઉપયોગ ૨—કેવળજ્ઞાન ૧ ને કેવળ-દર્શન ૨, લેશા નથી.

એહનો અલ્પબહુત્વ, સર્વથી થોડા શુક્લલેશી ૧ તેથી પદમલેશી સંખેજ્જગુણા ૨, તેથી તેજુલેશી સંખેજ્જગુણા ૩, તેથી અલેશી અનંતગુણા ૪, તેથી કાપુતલેશી અનંતગુણા ૫, તેથી નીલલેશી વિશેષાહિયા ૬, તેથી કૃષ્ણલેશી વિશેષાહિયા ૭, તેથી સલેશી વિશેષાહિયા ૯.

## ૯ સમકિતદ્વાર.

૧ સમુચ્ચય સમ્યક્તદષ્ટિમાં—જીવના ભેદ ૬, બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨, ચઉરેંદ્રિય ૩, અસંજ્ઞીપંચેંદ્રિય ૪, એ ૪ ના અપર્યાપ્તા અને સંજ્ઞીપંચેંદ્રિયનો અપર્યાપ્તો ને પર્યાપ્તો એવં ૬, ગુણ૦ ૧૨ પહેલું ત્રીજું વર્જિને, જોગ ૧૫, ઉપયોગ ૯, ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૬.

૨ સાસ્વાદાન સમ્યક્તદષ્ટિમાં—જીવના ભેદ ૬, ગુણ૦ બીજું, જોગ ૧૩ આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૬—૩ જ્ઞાન, ૩ દર્શન. લેશા ૬.

૩ ઉપશમ સમ્યક્તદષ્ટિમાં—જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ૮, ચોથાથી ૧૧ મા સુધી, જોગ ૧૫, ઉપયોગ ૭–૪ જ્ઞાન, ૩ દર્શન. લેશા ૬.

૪ ક્ષયોપશમ ને વેદક સમ્યક્તદષ્ટિમાં–જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણ૦ ક્ષયોપશમ સમ્યક્તદષ્ટિમાં ૪ થી નવમા સુધી અને

વેદકમાં ૪ થી સાતમા સુધી, જોગ ૧૫, ઉપ૦ ૭, લેશા ૬.

૫ ક્ષાયક સમ્ય૦—જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણઠાણા ૧૧ ચોથાથી તે ૧૪ મા સુધી, જોગ ૧૫, ઉપયોગ ૯, ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૬.

૬ મિથ્યાત્વદષ્ટિમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧ પ્રથમ, જોગ ૧૩, આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૬—૩ અજ્ઞાન, ૩ દર્શન, લેશા ૬.

૭ સમામિથ્યાત્વ દષ્ટિમાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણઠાણું ૧ ત્રીજું, જોગ ૧૦—૪ મનના, ૪ વચનના, ૧ ઉદારિકનો, ૧ વૈક્રેયનો એવં ૧૦, ઉપયોગ ૬, લેશા ૬.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા સાસ્વાદાન સમકિતી ૧, તેથી ઉપશમ સમકિતી સંખેજ્જગુણા ૨, તેથી મિશ્રદષ્ટિ સંખેજ્જગુણા ૩, તેથી ક્ષયોપશમ સમકિતી સંખેજ્જગુણા, તેથી વેદક સમકિતી અસંખેજ્જગુણા ૪, તેથી ક્ષાયક સમકિતી અનંતગુણા ૫, તેથી સમુચ્ચય સમકિતી વિશેષાહિયા ૬, તેથી મિથ્યાત્વ દષ્ટિ અનંતગુણા ૭.

## ૧૦ જ્ઞાનદ્વાર.

૧ સમુચ્ચયજ્ઞાનીમાં—જીવના ભેદ ૬, બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨, ચઉરેંદ્રિય ૩, અસંજ્ઞીપંચેંદ્રિય ૪, એ ૪ ના અપર્યાપ્તા ને સંજ્ઞીનો અપર્યાપ્તો ને પર્યાપ્તો એવં ૬, ગુણઠાણા ૧૨ પહેલું ત્રીજું વર્જિને, જોગ ૧૫, ઉપયોગ ૯—૫ જ્ઞાન ને ૪ દર્શન, લેશા ૬.

૩ મતિજ્ઞાની ૧, શ્રુતજ્ઞાની ૨ એ બેમાં—જીવના ભેદ ૬, ગુણઠાણા ૧૦, પહેલું ત્રીજું તેરમું ચઉદમું વર્જિને, જોગ ૧૫, ઉપયોગ ૭, લેશા ૬.

૪ અવધિજ્ઞાનીમાં—જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણઠાણા ૧૦, જોગ ૧૫, ઉપયોગ ૭, લેશા ૬.

૫ મનપર્યવજ્ઞાનીમાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણઠાણા ૭ છઠ્ઠાથી બારમા સુધી, જોગ ૧૪ કાર્મણનો વર્જિને, ઉપયોગ ૭, લેશા ૬.

૬ કેવળજ્ઞાનીમાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુ૦ ૨, તેરમું ને ચૌદમું, જોગ ૭, ઉપયોગ ૨, લેશા ૧ પરમશુક્લ.

૭ અજ્ઞાનીમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૨ પહેલું ને ત્રીજું, જોગ ૧૩ આહારકના ૨ વર્જીને, ઉપયાગ ૬—૩ અજ્ઞાન, ૩ દર્શન, લેશા ૬.

૯ મતિશ્રુત અજ્ઞાનીમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૨, પહેલું ત્રીજું, જોગ ૧૩, ઉપયોગ ૬, લેશા ૬.

૧૦ વિભંગજ્ઞાનીમાં—જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુણઠાણા ૨ પહેલું ને ત્રીજું, જોગ ૧૩, ઉપયોગ ૬, લેશા ૬.

એનો અલ્પ બહુત્વ, સર્વથી થોડા મનપર્યવજ્ઞાની ૧, તેથી અવધિજ્ઞાની અસંખ્યાતગુણા ૨, તેથી મતિજ્ઞાની ને શ્રુતજ્ઞાની માંહોમાહિ તુલ્ય ને વિશેષાહિયા ૪, તેથી વિભંગ જ્ઞાની અસંખ્યાતગુણા ૫, તેથી કેવળજ્ઞાની અનંતગુણા ૬, તેથી જ્ઞાની વિશેષાહિયા ૭, તેથી મતિશ્રુતઅજ્ઞાની માંહોમાંહિ તુલ્ય ને અનંતગુણા ૯, તેથી અજ્ઞાની વિશેષાહિયા ૧૦.

## ૧૧ દર્શનદ્વાર.

૧ ચક્ષુદર્શનીમાં—જીવના ભેદ ૬ ચૌરેંદ્રિય ૧, અસંજ્ઞીપંચેંદ્રિય ૨, સંજ્ઞીપંચેંદ્રિય ૩, એ ૩ ના અપર્યાપ્તા ને પર્યાપ્તા, ગુણઠાણા ૧૨ પ્રથમ, જોગ ૧૪ કાર્મણનો વર્જીને ઉપયોગ ૧૦ કેવળના ૨ વર્જ્યા, લેશા ૬.

૨ અચક્ષુદર્શનીમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૨, જોગ ૧૫, ઉપયોગ ૧૦ લેશા ૬.

૩ અવધિદર્શનીમાં—જીવના ભેદ ૨, ગુણઠાણા ૧૨, જોગ ૧૫, ઉપયોગ ૧૦, લેશા ૬.

૪ કેવળદર્શનીમાં—જીવનો ભેદ ૧, ગુણઠાણા ૨ તેરમું, ચૌદમું જોગ ૭, ઉપયોગ ૨, લેશા ૧.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા અવધિદર્શની ૧, તેથી ચક્ષુદર્શની અસંખ્યાતગુણા ૨, તેથી કેવળદર્શની અનંતગુણા ૩, તેથી અચક્ષુદર્શની અનંતગુણા ૪.

## ૧૨ સંજયદ્વાર.

૧ સંજતિમાં-જીવનો ભેદ ૧. સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણુઠાણુ ૯, છઠ્ઠાથી તે ૧૪ માં સુધી, જોગ ૧૫, ઉપયોગ ૯, ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૬.

૩ સામાયક ૧, છેદોપસ્થાપનીય ૨, એ બે ચારિત્રમાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણુઠાણુ ૪, છઠ્ઠાથી ૯ મા સુધી જોગ ૧૪, કાર્મણુનો વર્જિને, ઉપયોગ ૭-૪ જ્ઞાનંને ૩ દર્શન, લેશા ૬.

૪ પરિહારવિશુદ્ધ ચારિત્રમાં-જીવનો ભેદ ૧, ગુણુઠાણુ ૨, છઠ્ઠું ને સાતમું, જોગ ૯—૪ મનના, ૪ વચનના, ને ૧ ઉદારિકનો ઉપયોગ ૭, લેશા ૩ ઉપલી.

૫ સૂક્ષ્મસંપરાય ચારિત્રમાં—જીવનો ભેદ ૧, ગુણુઠાણું ૧ દશમું જોગ ૯, ઉપયોગ ૭, લેશા ૧ શુકલ.

૬ યથાખ્યાત ચારિત્રમાં—જીવનો ભેદ ૧, ગુણુઠાણુ ૪ ઉપલા, જોગ ૧૧, ૪ મનના, ૪ વચનના, ૨ ઉદારિકના ને ૧ કાર્મણુનો, ઉપયોગ ૯, ૩ અજ્ઞાન વર્જિને, લેશા ૧.

૭ સંજતાસંજતિમાં—જીવનો ભેદ ૧, ગુણુઠાણું ૧ પાંચમું, જોગ ૧૨, આહારકના ૨ ને ૧ કાર્મણુનો વર્જિને, ઉપયોગ ૬, ૩ જ્ઞાન ને ૩ દર્શન, લેશા ૬.

૮ અસંજતિમાં--જીવના ભેદ ૧૪, ગુણુઠાણુ ૪ પ્રથમ, જોગ ૧૩ આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૯-૩ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ દર્શન. લેશા ૬.

૯ નો સંજતિ, નો અસંજતિ, નો સંજતાસંજતિમાં—જીવનો ભેદ ૦, ગુણુ ૦, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા સૂક્ષ્મસંપરાય ચારિત્રિયા ૧, તેથી પરિહારવિશુદ્ધ ચારિત્રિયા સંખેજજગુણા ૨, તેથી યથાખ્યાત ચારિત્રિયા સંખ્ખેજગુણા ૩, તેથી છેદોપસ્થાપનીય ચારિત્રિયા સંખેજજગુણા ૪, તેથી સામાયક ચારિત્રિયા સંખેજજગુણા ૫, તેથી સંજતી વિશેષાહિયા ૬, તેથી સંજતા-

સંજતિ અસંખ્યાતગુણા ૭, તેથી નોસંજતિ, નોઅસંજતિ, નોસંજતાસંજતિ અનંતગુણા ૮, તેથી અસંજતિ અનંતગુણા ૯.

## ૧૩ ઉવઓગદ્વાર.

૧ સાગારોવઉત્તામાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ અણાગારોવઉત્તામાં—જીવના ભેદ ૧૪. ગુણઠાણા ૧૩ દશમું વર્જિને, જોગ ૧૬, ઉપયોગ ૧૨, લેશા ૬.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા અણાગારોવઉત્તા ૧, તેથી સાગારોવઉત્તા સંખેજ્જગુણા ૨.

## ૧૪ આહારદ્વાર.

૧ આહારકમાં—જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૩ પહેલાં, જોગ ૧૪, કાર્મણનો વર્જિને, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ અણાહારકમાં-જીવના ભેદ ૮, સાત અપર્યાપ્તા ને ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુણ૦ ૫ પહેલું, બીજું, ચોથું, તેરમું ને ચૌદમું એ ૫, જોગ ૧ કાર્મણનો. ઉપયોગ ૧૦ મનપર્યવજ્ઞાન ૧ ને ચક્ષુદર્શન ૨, એ વર્જિને, લેશા ૬.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા અણાહારક ૧, તેથી આહારક અસંખેજ્જગુણા ૨.

## ૧૫ ભાસગદ્વાર.

૧ ભાસગામ—જીવના ભેદ ૫, બેઇંદ્રિ ૧ તેઇંદ્રિય ૨, ચૌરેંદ્રિય ૩, અસંજ્ઞીપંચેંદ્રિય ૪, સંજ્ઞીપંચેંદ્રિય ૫, એ ૫ ના પર્યાપ્તા, ગુણઠાણા ૧૩ પ્રથમ, જોગ ૧૪ કાર્મણનો વર્જિને, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ અભાસગામાં—જીવના ભેદ ૧૦, તે ૧૪ માંથી બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨, ચૌરેંદ્રિય ૩, અસંજ્ઞીપંચેંદ્રિય ૪, એ ૪ વર્જ્યા, ગુણ૦ ૫ તે પહેલું ૧, બીજું ૨, ચોથું ૩, તેરમું ૪, ચૌદમું ૫, જોગ ૫ તે ૨ ઉદારિકના, ૨ વૈક્રેયના ને ૧ કાર્મણનો, ઉપયોગ ૧૧ તે મનપર્યવજ્ઞાન નહિ, લેશા ૬.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા ભાસગા ૧, તેથી અ-ભાસગા અનંતગુણા ૨.

## ૧૬ પરિત્તદ્વાર.

૧ પરિતસંસારીમાં—જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ અપરિતસંસારીમાં—જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧ પહેલું, જોગ ૧૩ આહારકના ૨ વર્જિને, ઉપયોગ ૬—અજ્ઞાન ૩, દર્શન ૩, લેશા ૬.

૩ નોપરિત નોઅપરિતમાં-જીવના ભેદ ૦, ગુણ૦ ૦, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા પરિત ૧, તેથી નોપરિત નોઅપરિત અનંતગુણા ૨, તેથી અપરિત અનંતગુણા ૩.

## ૧૭ પર્યાપ્તાદ્વાર.

૧ પર્યાપ્તામાં—જીવના ભેદ ૭, ગુણઠાણા ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ અપર્યાપ્તામાં-જીવના ભેદ ૭, ગુણ૦ ૩ તે પહેલું, બીજું ને ચોથું, જોગ ૫ તે ૨ ઉદારિકના, ૨ વૈક્રેયના ને ૧ કાર્મણનો, ઉપ૦ ૯—૩-જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ દર્શન, એવં ૯, લેશા ૬.

૩ નોપર્યાપ્તા નોઅપર્યાપ્તામાં—જીવના ભેદ ૦, ગુણ૦ ૦; જોગ નથી, ઉપ૦ ૨, લેશા નથી.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડાનો પર્યાપ્તા નોઅપર્યાપ્તા ૧, તેથી અપર્યાપ્તા અનંતગુણા ૨, તેથી પર્યાપ્તા સંખેજગુણા ૩.

## ૧૮ સૂક્ષ્મદ્વાર.

૧ સૂક્ષ્મમાં-જીવના ભેદ ૨, સૂક્ષ્મ એકેંદ્રિયનો અપર્યાપ્તો ૧ ને પર્યાપ્તો ૨, ગુણ૦ ૧ પ્રથમ, જોગ ૩—બે ઉદારિકના ૧ કાર્મણનો, ઉપ૦ ૩-બે અજ્ઞાન ને ૧ અચક્ષુદર્શન. લેશા ૩.

૨ બાદરમાં—જીવના ભેદ ૧૨ તે ૨ સૂક્ષ્મના વર્જ્યાં, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૩ નો સૂક્ષ્મ, નો બાદરમાં—જીવના ભેદ ૦, ગુણુ૦ ૦, જોગ નથી, ઉપયોગ ૨, લેશા નથી.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા નોસૂક્ષ્મનો બાદર ૧, તેથી બાદર અનંતગુણા ૨, તેથી સૂક્ષ્મ અસંખેજ્જગુણા ૩.

## ૧૯ સંજ્ઞાદ્વાર.

૧ સંજ્ઞીમાં—જીવના ભેદ ૨, ગુણુઠાણા ૧૨ પહેલાં, જોગ ૧૫, ઉપયોગ ૧૦ કેવળના ૨ વર્જ્યા, લેશા ૬.

૨ અસંજ્ઞીમાં—જીવના ભેદ ૧૨ તે ૨ સંજ્ઞીના વર્જ્યા, ગુણ૦ ૨ પ્રથમ, જોગ ૬—૨ ઉદારિકના, ૨ વૈક્રેયના, ૧ કાર્મણનો, ૧ વ્યવહાર વચનનો એવં ૬, ઉપ૦ ૬—૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ૨ દર્શન એવં ૬, લેશા ૪ પ્રથમ.

૩ નોસંજ્ઞી નોઅસંજ્ઞીમાં—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુ૦ ૨ તેરમું ચઉદમું, જોગ ૭. ઉપ૦ ૨, લેશા ૧ પરમ શુક્લ.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા સંજ્ઞી ૧, તેથી નોસંજ્ઞી નોઅસંજ્ઞી અનંતગુણા ૨, તેથી અસંજ્ઞી અનંતગુણા ૩.

## ૨૦ ભવાભવ્યદ્વાર.

૧ ભવ્યમાં—જીવના ભેદ ૧૪, ગુણુઠાણા૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ અભવ્યમાં—જીવના ભેદ ૧૪, ગુણુ૦ ૧ પ્રથમ, જોગ ૧૩ આહારકના ૨ વર્જીને, ઉપયોગ ૬, લેશા ૬.

૩ નોભવ્ય નોઅભવ્યમાં—જીવના ભેદ ૦, ગુણુ૦—૦, જોગ ૦ નથી, ઉપયોગ ૨, લેશા નથી.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા અભવ્ય ૧, તેથી નોભવ્ય નોઅભવ્ય અનંતગુણા ૨ તેથી ભવ્ય અનંતગુણા ૩.

## ૨૧ ચરમદ્વાર.

૧ ચરમમાં—જીવના ભેદ ૧૪, ગુણુઠાણા ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ અચરમમાં—જીવના ભેદ ૧૪, ગુણુ૦ ૧ પ્રથમ, જોગ ૧૩ આહારકના ૨ વર્જીને, ઉપયોગ ૯, લેશા ૬.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા અચરમ ૧, તેથી ચરમ અનંતગુણા ૨.

૧ સમુચ્ચય કેવલીમાં—જીવના ભેદ ૨ સંજ્ઞીના, ગુ૦ ૧૧ ઉપલા, જોગ ૧૫, ઉપયોગ ૯—૩ અજ્ઞાન વર્જિને, લેશા ૬.

૨ વીતરાગીમાં—જીવનો ભેદ ૧, ગુ૦ ૪, તે બારમાંથી ચૌદમા સુધી, જોગ ૧૧, ઉપયોગ ૯, લેશા ૧.

૩ જુગલિયામાં—જીવ ભેદ ૨, સંજ્ઞીના ગુ૦ ૨ પહેલું ને ચોથું જોગ ૧૧ તે ૪ મનના, ૪ વચનના, ૨ ઉદારીકના ને ૧ કાર્મણનો એવં ૧૧, ઉપ૦ ૬—બે જ્ઞાન, બે અજ્ઞાન, બે દર્શન એવં ૬, લેશા ૪ પ્રથમ.

૪ અસંજ્ઞી તિર્યંચમાં—જીવના ભેદ ૨, ગુ૦ ૨ પ્રથમ, જોગ ૪ તે ૨ ઉદારિકના, ૧ કાર્મણનો ને ૧ વ્યવહાર વચનનો એવં ૪, ઉપયોગ ૬ તે ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન, ૨ દર્શન, લેશા ૩ પ્રથમ.

૫ સમૂચ્છિમ મનુષ્યમાં—જીવનો ભેદ ૧, ગુ૦ ૧ પહેલું, જોગ ૩ તે ૨ ઉદારિકના ને ૧ કાર્મણનો, ઉપયોગ ૪ તે ૨ અજ્ઞાન ને ૨ દર્શન, લેશા ૩.

એહનો અલ્પબહુત્વ, સર્વથી થોડા જુલીયા ૧, તેથી સમૂચ્છિમ મનુષ્ય અસંખેજ્જગુણા ૨, તેથી અસંજ્ઞી તિર્યંચ અસંખેજજગુણા ૩, તેથી વીતરાગી અનંતગુણા ૪, તેથી સમુચ્ચય કેવળી વિશેષાહિયા ૫.

૧ ઉદારિક શરીરમાં—જીવના ભેદ ૧૪, ગુણ૦ ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

૨ વૈક્રેય શરીરમાં—જીવના ભેદ ૪ તે ૨ સંજ્ઞીના ને ૧ અસંજ્ઞી તિર્યંચનો અપર્યાપ્તો અને ૧ બાદર વાઉકાયનો પર્યાપ્તો એવં ૪, ગુણ૦ ૭ પ્રથમ, જોગ ૧૨ તે ૨ આહારકના ને ૧ કાર્મણનો એ ૩ વર્જ્યા, ઉપયોગ ૧૦ તે ૨ કેવળના વર્જ્યા, લેશા ૬.

૩ આહારક શરીરમાં–જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્તો, ગુ૦ ૨ છઠ્ઠું ને સાતમું, જોગ ૧૨ તે ૨ વૈક્રેયના ને કાર્મણનો એ ૩ વર્જ્યા, ઉપ૦ ૭ તે ૪ જ્ઞાન ને ૩ દર્શન, લેશા ૬.

૫ તેજસ કાર્મણ શરીરમાં–જીવના ભેદ ૧૪, ગુણઠાણા ૧૪, જોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશા ૬.

એનો અલ્પબહુત્વ, સર્વથી થોડા આહારક શરિરી ૧, તેથી વૈક્રેય શરિરી અસંખ્યાતગુણા ૨, તેથી ઉદારિક શરિરી અસંખ્યાતગુણા ૩, તેથી તેજસ કાર્મણ શરિરી માંહોમાંહિ તુલ્ય ને અનંતગુણા ૫. ઈતિ મહોટો બાસઠીઓ સમાપ્ત.

# અથ શ્રી ચાર કષાયનો થોકડો.

શ્રી પન્નવણાજી સૂત્ર પદ ચૌદમે કષાયનો વર્ણવ ચાલ્યો છે. કષાય ૧૬ પ્રકારે કહી છે–૧. પોતાને માટે, ૨. પરને માટે, ૩. તદુભયા કહેતાં બન્ને માટે, ૪. ખેત કહેતાં ઉઘાડી જમીનને માટે, ૫. વથ્થુ કહેતાં ઢાંકી જમીનને માટે, ૬. શરીર માટે, ૭. ઉપધિને માટે, ૮. નિરર્થકપણે, ૯. જાણતાં, ૧૦. અજાણતાં, ૧૧. ઉપશાંતપણે, ૧૨. અણુપશાંતપણે, ૧૩. અનંતાનુબંધી ક્રોધ, ૧૪. અપ્રત્યાખ્યાની ક્રોધ, ૧૫. પ્રત્યાખ્યાની ક્રોધ, ૧૬. સંજલનો ક્રોધ, એવં ૧૬. તે ૧૬ સમુચ્ચય જીવઆશ્રી અને ચોવીશ દંડક આશ્રી એમ ૨૫ ને ૧૬ સોલે ગુણતાં ૪૦૦ થયા. હવે. કષાયના દળીઆ કહે છે–ચણીઆ, ઉપચણીઆ, બાંધ્યા, વેદયા, ઉદીરીયા, નિર્જર્યા એવં છ. તે ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ આશ્રી એમ ૬ ને ૩ ત્રણે ગુણતાં ૧૮ થાય. તે એક જીવ આશ્રી અને ૧૮ બહુ જીવ આશ્રી એવં ૩૬ થાય તે સમુચ્ચય જીવ આશ્રી, અને ચોવીશ દંડક આશ્રી, એમ ૩૬ ને ૨૫ સે ગુણતાં ૯૦૦ થાય. અને ૪૦૦ ઉપર કહ્યા તે મળી કુલ ૧૩૦૦ ક્રોધના, ૧૩૦૦ માનના, ૧૩૦૦ માયાના, અને ૧૩૦૦ લોભના, એવં સર્વ મળી ૫૨૦૦ થાય.

# શ્રી અઠ્ઠાણું બોલનો અલ્પ બહુત્વદ્વાર.

૧ સર્વથી થોડા ગર્ભજ મનુષ્ય.
૨ મનુષ્યણી સંખેજ્જગુણી.
૩ બાદર તેઉકાયા પર્યાપ્તા અસંખેજ્જગુણા.
૪ અનુત્તર વિમાનના દેવતા અ૦
૫ ઉપલી ત્રિકના દેવતા સં૦
૬ મધ્યમ ત્રિકના દેવતા સં૦
૭ હેઠલી ત્રિકના દેવતા સં૦
૮ બારમા દેવલોકના દેવતા સં૦
૯ અગિયારમા દેવ૦ દેવતા સં૦
૧૦ દશમા દેવલોકના દેવતા સં૦
૧૧ નવમા દેવલોકના દેવતા સં૦
૧૨ સાતમી નરકના નારકી અસં૦
૧૩ છઠ્ઠી નરકના નારકી અસં૦
૧૪ આઠમાં દેવ૦ દેવતા અસં૦
૧૫ સાતમા દેવ૦ દેવતા અસં૦
૧૬ પાંચમી નરકના નારકી અસં૦
૧૭ છઠ્ઠા દેવલોકના દેવતા અસં૦
૧૮ ચોથી નરકના નારકી અસં૦
૧૯ પાંચમા દેવ૦ દેવતા અસં૦
૨૦ ત્રીજી નરકના નારકી અસં૦
૨૧ ચોથા દેવ૦ દેવતા અસં૦
૨૨ ત્રીજા દેવ૦ દેવતા અસં૦
૨૩ બીજી નરકના નારકી અસં૦
૨૪ સમૂર્ચ્છિમ મનુષ્ય અસં૦
૨૫ બીજા દેવ૦ દેવતા અસં૦
૨૬ બીજા દેવલોકની દેવી સં૦
૨૭ પહેલા દેવલોકના દેવતા સં૦
૨૮ પહેલા દેવલોકની દેવી સં૦
૨૯ ભવનપતિ દેવતા અસં૦
૩૦ ભવનપતિની દેવી સં૦
૩૧ પહેલી નરકના નારકી અસં૦
૩૨ ખેચર પુરૂષ અસં૦
૩૩ ખેચરની સ્રી સં૦
૩૪ થળચર પુરૂષ સં૦
૩૫ થળચર સ્રી સં૦
૩૬ જળચર પુરૂષ સં૦
૩૭ જળચર સ્રી સં૦
૩૮ વ્યંતર દેવતા સં૦
૩૯ વ્યંતર દેવી સં૦
૪૦ જ્યોતિષી દેવતા સં૦
૪૧ જ્યોતિષીની દેવી સં૦
૪૨ ખેચર નપુંસક સં૦
૪૩ થળચર નપુંસક સં૦
૪૪ જળચર નપુંસક સં૦
૪૫ ચઉરેંદ્રિય પર્યાપ્તા સં૦
૪૬ પંચેદ્રિય પર્યા૦ વિશેષાહીયા.
૪૭ બેઇંદ્રિય પર્યા૦ વિશેષાહીયા.
૪૮ તેઇંદ્રિય પર્યા૦ વિ૦
૪૯ પચેંદ્રિય અપ૦ અસં૦
૫૦ ચઉરેંદ્રિય અપ૦ અસં૦
૫૧ તેઇંદ્રિય અપ૦ વિ૦
૫૨ બેઇંદ્રિય અપ૦ વિ૦
૫૩ પ્રત્યેક શરીરી બાદર વનસ્પતિ-

૫૦ અસં૦

૫૪ બાદર નિગોદીયા ૫૦ અસં૦

૫૫ બાદર પુઢવિકાયા ૫૦ અસં૦

૫૬ બાદર અપકાયા ૫૦ અસં૦

૫૭ બાદર વાઉકાયા ૫૦ અસં૦

૫૮ બાદર તેઉકાયા ૫૦ અસં૦

૫૯ બાદર પ્રત્યેક શરીરી વનસ્પતિ અપ૦ અસં૦

૬૦ બા૦ નિગોદિયા અપ૦ અસં૦

૬૧ બાદર પુઢવી૦ અપ૦ અસં૦

૬૨ બા૦ અપકાય અપ૦ અસં૦

૬૩ બાદર વાઉ૦ અપ૦ અસં૦

૬૪ સૂક્ષ્મ તેઉ૦ અપ૦ અસં૦

૬૫ સૂક્ષ્મ પુઢવી૦ અપ૦ અસં૦

૬૬ સૂક્ષ્મ અપ૦ અપ૦ વિ૦

૬૭ સૂક્ષ્મ વાઉ૦ અપ૦ વિ૦

૬૮ સૂક્ષ્મ તેઉ૦ ૫૦ સં૦

૬૯ સૂક્ષ્મ પુઢવી૦ ૫૦ સં૦

૭૦ સૂક્ષ્મ અપ૦ ૫૦ વિ૦

૭૧ સૂક્ષ્મ વાઉ૦ ૫૦ વિ૦

૭૨ સૂક્ષ્મ નિગોદિયા અપં૦ અસં૦

૭૩ સૂક્ષ્મ નિગોદીયા ૫૦ સં૦

૭૪ અભવ્ય અનંતગુણા.

૭૫ પડિવાઈ સમદિઠી અનં૦

૭૬ સિદ્ધ ભગવંતજી અનં૦

૭૭ બાદર વનસ્પતિ ૫૦ અનં૦

૭૮ બાદર ૫૦ વિ૦

૭૯ બા૦ વનસ્પતિ અપ૦ અસં૦

૮૦ બાદર અપ૦ વિ૦

૮૧ સમુચ્ચય બાદર વિ૦

૮૨ સૂક્ષ્મ વનસ્પતિ અપ૦ અસં૦

૮૩ સૂક્ષ્મ અપ૦ વિ૦

૮૪ સૂક્ષ્મ વનસ્પતિ ૫૦ સં૦

૮૫ સૂક્ષ્મ ૫૦ વિ૦

૮૬ સમુચ્ચય સૂક્ષ્મ વિ૦

૮૭ ભવ્ય સિદ્ધીયા વિ૦

૮૮ નિગોદીયા જીવ વિ૦

૮૯ વનસ્પતિ જીવ વિ૦

૯૦ એકેંદ્રિયા જીવ વિ૦

૯૧ તિર્યંચ જીવ વિ૦

૯૨ મિથ્યાદષ્ટિ જીવ વિ૦

૯૩ અવિરતિ જીવ વિ૦

૯૪ સકષાયા જીવ વિ૦

૯૫ છઉમત્થા જીવ વિ૦

૯૬ સજોગી જીવ વિ૦

૯૭ સંસારત્થા જીવ વિ૦

૯૮ સવ્વ જીવા વિ૦

ઇતિ શ્રી અઠ્ઠાણું બોલનો અલ્પબહુત્વ સંપૂર્ણ.

# અથ શ્રી ચોવીશ જિનાંતરાં.

૧. અઢાર ક્રોડાક્રોડ સાગરને આંતરે પેહેલા શ્રી આદિનાથ તીર્થંકર વનીતા નગરીને વિષે થયા. નાભિરાજા પિતા, મરૂદેવી રાણી માતા, હેમવર્ણું, વૃષભ લંછન, પાંચસેં ધનુષ દેહિમાન, ચોરાશી લાખ પૂર્વનું આયુષ, વીશ લાખ પૂર્વ કુંવરપણે રહ્યા, ત્રેસઠ લાખ પૂર્વ રાજ્ય પાળ્યું, એક લાખ પૂર્વની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી એક હજાર વર્ષે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને દ્વાદશાંગી ગણિની પેટી આપીને, ત્રીજા આરાના ત્રણ વર્ષ ને સાડા આઠ મહિના બાકી રહ્યા તેવારે માહા વદ તેરશને દહાડે દશ હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૨. પહેલા શ્રી આદિનાથ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી પચાસ લાખ ક્રોડ સાગરને આંતરે બીજા અજિતનાથ તીર્થંકર અયોધ્યા નગરીને વિષે થયા. જિતશત્રુ રાજા પિતા, વિજ્યાદેવી રાણી માતા, હેમવર્ણું, ગજ કહેતાં હસ્તીનું લંછન સાડા ચારસે ધનુષનું દેહિમાન, બહોંતેર લાખ પૂર્વનું આયુષ, અઢાર લાખ પૂર્વ કુંવરપણે રહ્યા, ત્રેપનલાખ પૂર્વ રાજ પાળ્યું, એક લાખ પૂર્વની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી બાર વર્ષે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને, દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે નિર્વાણ મોક્ષ પધાર્યા.

૩. બીજા અજિતનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી ત્રીશ લાખ ક્રોડ સાગરને આંતરે ત્રીજા સંભવનાથ તીર્થંકર સાવર્થી નગરીને વિષે થયા. જિતાર્થ રાજા પિતા, સન્યાદેવી રાણી માતા, હેમવર્ણું, અશ્વ કહેતાં ઘોડાનું લંછન, ચારસેં ધનુષનું દેહિમાન, સાઠ લાખ પૂર્વનું આયુષ, પંદર લાખ પૂર્વ કુંવરપણે રહ્યા, ચુમ્માલીશ લાખ પૂર્વ રાજ પાળ્યું, એક લાખ પૂર્વ પ્રવર્જ્યા

પાળી. પ્રવર્જ્યા લીધા પછી ચઉદ વર્ષે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૪. ત્રીજા સંભવનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી દશ લાખ ક્રોડ સાગરોપમને આંતરે ચોથા અભિનંદન તીર્થંકર વનીતા નગરીને વિષે થયા. સંવર રાજા પિતા, સિદ્ધાથા રાણી માતા, હેમવર્ણે, વાનરનું લંછન, સાડાત્રણસેં ધનુષનું દેહિમાન, પચ્ચાસ લાખ પૂર્વેનું આયુષ તેમાં સાડાબાર લાખ પૂર્વે કુંવરપણે રહ્યા. સાડીછત્રીસ લાખ પૂર્વ રાજ પાળ્યું, એક લાખ પૂર્વની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી અઢાર વર્ષે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી, દ્વાદશાંગી ગણીની પેટી આપીને એકહજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૫. ચોથા અભિનંદન તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી નવ લાખ ક્રોડ સાગરને આંતરે પાંચમા સુમતિનાથ તીર્થંકર કુશલપુરી નગરીને વિષે થયા. મેઘરથ રાજા પિતા, સુમંગલા દેવી રાણી માતા, હેમવર્ણે, ક્રૌંચ પંખીનું લંછન, ત્રણસેં ધનુષનું દેહિમાન, ચાળીશ લાખ પૂર્વનું આયુષ, તેમાં દશ લાખ પૂર્વ કુંવરપણે રહ્યા, ઓગણત્રીશ લાખ પૂર્વ રાજ પાળ્યું, એક લાખ પૂર્વની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી વીશ વર્ષે કેવળ જ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ, ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને, દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ પધાર્યા.

૬. પાંચમા સુમતિનાથ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી નેવું હજાર ક્રોડ સાગરને આંતરે છઠ્ઠા પદ્મપ્રભુ તીર્થંકર કુસંબી નગરીને વિષે થયા. ધર રાજા પિતા, સુસિમા દેવી રાણી માતા, રાતે વર્ણે, પદ્મકમળનું લંછન, અઢીસો ધનુષનું દેહિમાન, ત્રીશ લાખ પૂર્વનું આયુષ, સાડાસાત લાખ પૂર્વ કુંવર-

પણે રહ્યા, સાડીએકવીશ લાખ પૂર્વ રાજ પાળ્યું, એક લાખ પૂર્વની પ્રવજ્યા પાળી, પ્રવજ્યા લીધા પછી છઠ્ઠે મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને, દ્વાદશાંગી ગણીની પેટી આપીને ત્રહુંતેર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ પધાર્યા.

૭. છઠ્ઠા શ્રીપદ્મપ્રભુ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી નવ હજાર ક્રોડ સાગરને આંતરે સાતમા સુપાર્શ્વનાથ તીર્થંકર વણારસી નગરીને વિષે થયા. પ્રતિષ્ઠ રાજા પિતા, પૃથ્વી દેવી રાણી માતા, હેમવર્ણ, સાથીયાનું લંછન, બસેં ધનુષનું દેહિમાન, વીશ લાખ પૂર્વનું આયુષ, તેમાં પાંચ લાખ પૂર્વ કુંવરપણે રહ્યા, ચઉદ લાખ પૂર્વ રાજ પાળ્યું. એક લાખ પૂર્વની પ્રવજ્યા પાળી, પ્રવજ્યા લીધા પછી નવ માસે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ, ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને, દ્વાદશાંગી ગણીની પેટી આપીને પાચસેં સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ પધાર્યા.

૮. સાતમા શ્રી સુપાર્શ્વનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી નવસેં ક્રોડ સાગરને આંતરે આઠમા ચંદ્રપ્રભ તીર્થંકર ચંદનપુરી નગરીને વિષે થયા. મહાસેન રાજા પિતા, લક્ષ્મણા દેવી રાણી માતા, ઉજ્વલ વર્ણ, ચંદ્રમાનું લંછન, દોઢસો ધનુષનું દેહિમાન, દશ લાખ પૂર્વનું આયુષ, તેમાં અઢીલાખ પૂર્વ કુંવરપણે રહ્યા, સાડાછ લાખ પૂર્વ રાજ પાળ્યું, એક લાખ પૂર્વ પ્રવજ્યા પાળી. પ્રવજ્યા લીધા પછી છઠ્ઠે મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૯. આઠમા શ્રી ચંદ્રપ્રભ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી નેવું ક્રોડ સાગરને આંતરે નવમા શ્રીસુવિધિનાથ તીર્થંકર કાકંદી નગરીને વિષે થયા. સુગ્રીવ રાજા પિતા, રમાદેવી રાણી માતા, ઉજ્વલ વર્ણ, મગરમચ્છનું લંછન, સો ધનુષનું દેહિમાન, બે લાખ પૂર્વનું આયુષ તેમાં અર્ધ લાખ પૂર્વ કુંવરપણે રહ્યા,

અર્ધ લાખ પૂર્વ રાજ પાળ્યું, એક લાખ પૂર્વ પ્રવર્જ્યા પાળી. પ્રવર્જ્યા લીધા પછી ચાર મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને દ્વાદશાંગીગણીની પેટી આપીને એકહજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૦. નવમા શ્રી સુવિધિનાથ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી નવ ક્રોડ સાગરને આંતરે દશમા શ્રી શીતળનાથ તીર્થંકર ભદ્દીલપુર નગરીને વિષે થયા. દશરથ રાજા પિતા, નંદાદેવી રાણી માતા, હેમવ[illegible], શ્રીવત્સ સાથીયાનું લંછન, નેવું ધનુષનું દેહિમાન, એક લાખ પૂર્વનું આયુષ તેમાં પાલાખપૂર્વ કુંવરપણે રહ્યા, અર્ધ લાખ પૂર્વ રાજ પાળ્યું, પાલાખ પૂર્વની પ્રવર્જ્યા પાળી. પ્રવર્જ્યા લીધા પછી ત્રણ માસે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૧. દશમા શ્રી શીતળનાથ તીર્થંકર નિર્વાણ પહોંચ્યા પછી એક ક્રોડ સાગરમાં એકસો સાગર છાસઠ લાખ છવિશ હજાર વરસને ઉણે આંતરે, અગ્યારમા શ્રેયાંસનાથ તીર્થંકર સિંહપુરી નગરીને વિષે થયા. વિષ્ણુ રાજા પિતા અને વિષ્ણુ દેવી રાણી માતા, હેમવર્ણે, ગેંડાનું લંછન, એંસી ધનુષનું દેહિમાન, ચોરાસી લાખ વરસનું આયુષ, તેમાં ૨૧ લાખ વરસ કુંવરપણે રહ્યા, ૪૨ લાખ વરસ રાજ પાળ્યું, ૨૧ લાખ વરસની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી બે માસે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ થાપીને દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૨. અગ્યારમા શ્રી શ્રેયાંસનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી ૫૪ સાગરને આંતરે, બારમા શ્રી વાસુપૂજ્ય તીર્થંકર ચંપા-પુરી નગરીને વિષે વસુપુજ્ય રાજા પિતા, જયાદેવી રાણી માતા, રાતેવર્ણે, ભેસનું લંછન, સિત્તેર ધનુષનું દેહિમાન, બોહોતેર લાખ વરસનું આયુષ તેમાં અઢાર લાખ વરસ કુંવરપણે રહ્યા, ચોપનલાખ વરસની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી એક

માસે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને છસેં સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૩. બારમા શ્રી વાસુપૂજ્ય તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી ત્રીશ સાગરને આંતરે તેરમા શ્રી વિમળનાથ તીર્થંકર કંપીલપુર નગરને વિષે થયા. કૃતવર્મા રાજા પિતા, શ્યામાદેવી રાણી માતા, હેમવર્ણે, સુયરનું લંછન, સાઠ ધનુષનું દેહિમાન, સાઠ લાખ વરસનું આયુષ, તેમાં પંદર લાખ વરસ કુંવરપણે રહ્યા, ત્રીશ લાખ વરસ રાજ્ય પાળ્યું, ૧૫ લાખ વરસની પ્રવજ્યાં પાળી. પ્રવજ્યાં લીધા પછી બે મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને દ્વાદશાંગી ગણીની પેટી આપીને ૬૦૦ સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૪. તેરમા શ્રી વિમળનાથ તિર્થંકર મોક્ષ પહોંચ્યા પછી નવ સાગરને આંતરે ચઉદમા અનંતનાથ તીર્થંકર અયોધ્યા નગરીને વિષે થયા. સિંહસેન રાજા પિતા, સુયશાદેવી રાણી માતા, હેમવર્ણે, સકરાનું લંછન, પચાસ ધનુષનું દેહિમાન, ૩૦ લાખ વરસનું આયુષ, તેમાં સાડાસાત લાખ વરસ કુંવરપણે રહ્યા, પંદર લાખ વરસ રાજ પાળ્યું, સાડાસાત લાખ વરસની પ્રવજ્યાં પાળી, પ્રવજ્યાં લીધા પછી ૩ મહિને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને સાતસેં સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૫. ચઉદમા શ્રી અનંતનાથ તીર્થંકર નિર્વાણ મોક્ષ પોહોંચ્યા પછી ચાર સાગરને આંતરે પંદરમા ધર્મનાથ તીર્થંકર રત્નપુરી નગરીને વિષે થયા. ભાનુ રાજા પિતા, સુવ્રતાદેવી રાણી માતા, હેમવર્ણે, વજ્રનું લંછન, પિસ્તાલિશ ધનુષનું દેહિમાન, દશ લાખ વર્ષનું આયુષ, તેમાં અઢી લાખ વર્ષ કુંવરપણે રહ્યા, સાડા છ લાખ વરસ રાજ પાળ્યું, એક લાખ વર્ષની પ્રવજ્યાં પાળી,

પ્રવર્જ્યા લીધા પછી બે મહિને કેવળજ્ઞાન પામ્યા. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને આઠસેં સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૬. પંદરમા શ્રી ધર્મનાથ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી ત્રણ સાગર તેમાં પોણાપલ્યને ઉણે આંતરે સોળમા શ્રી શાંતિનાથ તીર્થંકર હસ્તીનાગપુર નગરને વિષે થયા. વિશ્વસેન રાજા પિતા, અચિરાદેવી રાણી માતા, હેમવર્ણે, મૃગનું લંછન, ચાળીસ ધનુષનું દેહિમાન, એક લાખ વરસનું આયુષ તેમાં પા લાખ વર્ષ કુંવરપણે રહ્યા, અર્ધ લાખ વરસ રાજ પાળ્યું, પા લાખ વરસની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી એક મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને નવસેં સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૭. સોળમા શ્રી શાંતિનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી અર્દ્ધ પલ્યને આંતરે સતરમા શ્રી કુંથુનાથ તીર્થંકર ગજપુરનગરીને વિષે થયા. સુરરાજા પિતા, સુરાદેવી રાણી માતા, હેમવર્ણે, છગલ કહેતાં બોકડાનું લંછન, પાંત્રીશ ધનુષનું દેહિમાન, પંચાણું હજાર વરસનું આયુષ તેમાં પોણી ચોવીશ હજાર વરસ કુંવર-પણે રહ્યા, પોણી ચોવીશ હજાર વરસ રાજ પાળ્યું, પોણી ચોવીશ હજાર વરસ ચક્રવર્ત્તીની પદવી ભોગવી, પોણી ચોવીશ હજાર વરસની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી સોળ મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ પધાર્યા.

૧૮. સતરમા શ્રી કુંથુનાથ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી પા પલ્યમાંથી એક ક્રોડ ૧ હજાર વર્ષને ઉણે આંતરે ૧૮ મા શ્રી અરનાથ તીર્થંકર નાગપુર નગરીને વિષે થયા. સુદર્શન રાજા પિતા, દેવકીદેવી રાણી માતા, હેમવર્ણે, નંદ્યાવર્ત્ત સાથીયાનું લંછન, ત્રીસ ધનુષનું દેહિમાન, ચોરાશી હજાર વરસનું આયુષ

તેમાં ૨૧ હજાર વરસ કુંવરપણે રહ્યા, ૨૧ હજાર વર્ષ રાજ્ય પાળ્યું. ૨૧ હજાર વરસ ચક્રવર્ત્તીની પદવી ભોગવી, ૨૧ હજાર વર્ષ પવજ્યાં પાળી, પ્રવજ્યાં લીધા પછી ત્રણ મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૧૯. અઢારમા અરનાથ તીર્થંકર નિર્વાણ મોક્ષ પહોંચ્યા પછી એક ક્રોડ ને એક હજાર વરસને આંતરે ૧૯ મા મલ્લિનાથ તીર્થંકર મિથિલા નગરીને વિષે થયા. કુંભ રાજા પિતા, પ્રભાવતી રાણી માતા, નીલેવર્ણે, કળસાનું લંછન, પચીશ ધનુષનું દેહિમાન, પંચાવન હજાર વર્ષનું આયુષ તેમાં સો વરસ કુંવરપણે રહ્યા બાકી પ્રવજ્યાં પાળી, પ્રવજ્યાં લીધા પછી ત્રીજે પહોરે કેવળ-જ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને પાંચસેં સાધુ અને પાંચસે સાધ્વી સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૨૦ ઓગણીશમા મલ્લિનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી ચોપન લાખ વરસને આંતરે વીસમા શ્રી મુનીસુવ્રત તીર્થંકર રાજ-ગ્રહી નગરીને વિષે થયા. સુમિત્ર રાજા પિતા, પદ્માવતી રાણી માતા, શ્યામવર્ણે, કાચબાનું લંછન, વીશ ધનુષનું દેહીમાન, ત્રીશ હજાર વર્ષનું આયુષ, તેમાં સાડાસાત હજાર વર્ષ કુંવરપણે રહ્યા, પંદર હજાર વર્ષ રાજ પાળ્યું, સાડાસાત હજાર વર્ષ પ્રવજ્યાં પાળી, પ્રવજ્યાં લીધા પછી અગ્યાર મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નીર્વાણ મોક્ષ પધાર્યા.

૨૧. વીશમા શ્રી મુનિસુવ્રત તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી છ લાખ વર્ષને આંતરે ૨૧ મા નમીનાથ તીર્થંકર મથુરા નગરીને વિષે થયા. વિજય રાજા પિતા, વીપુલાદેવી રાણી માતા, હેમ-વર્ણે, નીલોત્પલ કમળનું લંછન, પંદર ધનુષનું દેહિમાન, દશ

હજાર વર્ષનું આયુષ, અઢી હજાર વર્ષ કુંવરપણે રહ્યા, સાડા છ હજાર વર્ષ રાજ પાળ્યું, એક હજાર વર્ષ પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી નવ મહીને કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવીકારૂપ, ચાર તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપી એક હજાર સાધુ સંઘાતે સ્વામી નીર્વાણ મોક્ષ પધાર્યા.

૨૨. એકવીશમા શ્રી નમીનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી પાંચ લાખ વર્ષને આંતરે ૨૨ મા નેમનાથ તીર્થંકર સોરીપુર નગરને વિષે થયા. સમુદ્રવિજય રાજા પિતા, શીવાદેવી રાણી માતા, શ્યામવર્ણે, શંખનું લંછન, દશ ધનુષનું દેહિમાન, એક હજાર વર્ષનું આયુષ તેમાં ત્રણશે વર્ષ કુંવરપણે રહ્યા, સાતસેં વર્ષ પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી ચોપન દહાડે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકારૂપ, ચાર તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને પાંચસેં ને છત્રીશ સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ મોક્ષ પધાર્યા.

૨૩. બાવીશમા શ્રી નેમનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી પોણી ચોર્યાસી હજાર વર્ષને આંતરે ૨૩ મા પાર્શ્વનાથ તીર્થંકર વણારસી નગરીને વિષે થયા. અશ્વસેન રાજા પિતા, વામાદેવી રાણી માતા, નીલેવર્ણે, સર્પનું લંછન, નવ હાથનું દેહીમાન, સો વર્ષનું આયુષ, તેમાં ૩૦ વર્ષ કુંવરપણે રહ્યા, સિત્તેર વર્ષ પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી ચોર્યાસી દહાડે કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકારૂપ ચાર તીર્થ સ્થાપી દ્વાદશાંગી ગણીની પેટી આપીને એક હજાર સાધુ સંઘાતે સ્વામી નીર્વાણ મોક્ષ પધાર્યા.

૨૪. ત્રેવીશમા શ્રી પાર્શ્વનાથ તીર્થંકર મોક્ષ પહોંચ્યા પછી અઢીસેં વર્ષને આંતરે ચોવીશમા શ્રી મહાવીર તીર્થંકર ક્ષત્રીકુંડગ્રામ નગરને વિષે થયા. સિદ્ધાર્થ રાજા પિતા, ત્રિશલાદેવી રાણી માતા, હેમવર્ણે, સિંહનું લંછન, સાત હાથનું દેહિમાન, બોહોતેર વર્ષનું આયુષ, તેમાં ૩૦ વર્ષ કુંવરપણે રહ્યા, ૪૨ વર્ષની પ્રવર્જ્યા પાળી, પ્રવર્જ્યા લીધા પછી સાડા બાર વર્ષ ને એક

પખવાડીએ કેવળજ્ઞાન ઉપન્યું. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકારૂપ ચતુર્વિધ સંઘ તીર્થ સ્થાપીને દ્વાદશાંગી ગણીની પેટી આપીને આસો વદ અમાવાસ્યાની રાત્રે પાવાપુરી નગરીને વિષે ચોથા આરાના ત્રણ વર્ષ ને સાડા આઠ મહિના બાકી રહ્યા, ત્યારે સ્વામીનાથ એકાકિપણે, બે દિવસનું અણુસણ કરી નિર્વાણ મોક્ષ પધાર્યા.

પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામી અને ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી એ બેઉ વચ્ચે એક ક્રોડાક્રોડ સાગરોપમનું ઝાઝેરૂં તેમાં ૪૨ હજાર વર્ષ ઉણાનું આંતરૂં જાણવું.

**ઇતિ શ્રી ચોવીશ તીર્થંકરનાં આંતરાં સંપૂર્ણ.**

---

# અથ શ્રી શ્વાસોશ્વાસનો થોકડો.

શ્રી પન્નવણાજી સૂત્ર પદ સાતમે શ્વાસોશ્વાસનો અધિકાર ચાલ્યો છે તેમાં નારકી અને દેવતા કેવી રીતે શ્વાસોશ્વાસ લીએ છે? વીર પ્રભુએ કહ્યું કે હે ગૌતમ! નારકીના જીવ નિરંતર ધમણની પેરે શ્વાસોશ્વાસ લીએ છે. અસુરકુમારના દેવતા જઘન્ય સાત થોક, ઉતકૃષ્ટા એક પક્ષ ઝાઝેરો શ્વાસોશ્વાસ લીએ છે. વાણવ્યંતર ને નવનીકાયના દેવતા જઘન્ય સાત થોક, ઉતકૃષ્ટા પ્રત્યેક મુહૂર્તે. જ્યોતિષી જ૦ અને૦ ઉ૦ પ્રત્યેક મુહૂર્તે, પહેલે દેવલોકે જ૦ પ્રત્યેક મુહૂર્તે અને ઉ૦ બે પક્ષે. બીજે દેવલોકે જ૦ પ્રત્યેક મુહૂર્તે ઝાઝેરે. ઉ૦ બે પક્ષ ઝાઝેરે. ત્રીજે દેવલોકે જ૦ બે પક્ષે, અને ઉ૦ સાત પક્ષે. ચોથે દેવલોકે જ૦ બે પક્ષે ઝાઝેરે. અને ઉ૦ સાત પક્ષ ઝાઝેરે. પાંચમે દેવલોકે જ૦ સાત પક્ષે. ઉ૦ દશ પક્ષે. છઠે દેવલોકે જ૦ દશ પક્ષે. ઉ૦ ચૌદ પક્ષે. સાતમે દેવલોકે જ૦ ચૌદ પક્ષે, ઉ૦ સત્તર પક્ષે. આઠમે દેવલોકે જ૦ સત્તર પક્ષે, ઉ. અઢાર પક્ષે. નવમે દેવલોકે જ૦ અઢાર પક્ષે, ઉ૦ ઓગણીસ પક્ષે. દશમે દેવલોકે જ૦ ઓગણીસ પક્ષે, ઉ૦ વીસ પક્ષે. અગિયારમે દેવલોકે જ૦ વીસ પક્ષે. ઉ૦ એકવીસ પક્ષે. બારમેં દેવલોકે જ૦ એકવીસ પક્ષે, ઉ૦ બાવીસ પક્ષે, પહેલી ત્રીકમાં જ૦ બાવીસ પક્ષે, ઉ૦ પચીસ પક્ષે. બીજી ત્રીકમાં જ૦ પચીસ પક્ષે, ઉ૦ અઠાવીસ પક્ષે. ત્રીજી ત્રીકમાં જ૦ અઠાવીસ પક્ષે, ઉ૦ એકત્રીસ પક્ષે. ચાર અનુત્તર વિમાનમાં જ૦ એકત્રીસ પક્ષે. ઉ૦ તેત્રીસ પક્ષે. સર્વાર્થ સિદ્ધમાં જ૦ અને ઉ૦ તેત્રીસ પક્ષે. એમ તેત્રીસ પખવાડીયે શ્વાસ ઉંચો લે અને તેત્રીસ પખવાડીએ શ્વાસ નીચો મુકે.

---

| નંબર | તીર્થંકરના નામ. | પિતાનું નામ. | માતાનું નામ. | લંછન. | શરીરમાન. ધનુષ. | આયુમાન. | યક્ષનાં નામ. | યક્ષણીનાં નામ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી ઋષભદેવ | નાભીકુલકર. | મરૂદેવી | વૃષભ. | ૫૦૦ | ૮૪ લાખ પૂર્વ. | ગોમુખ. | ચક્રેશ્વરી. |
| ૨ | શ્રી અજીતનાથ | જિતશત્ર. | વિજયા | હસ્તિ. | ૪૫૦ | ૭૨ ,, ,, | મહાયક્ષ. | અજીતબાલા. |
| ૩ | શ્રી સંભવનાથ | જિતાર્થ. | સેનાં. | અશ્વ. | ૪૦૦ | ૬૦ ,, ,, | ત્રિમુખ. | દુરીતારી. |
| ૪ | શ્રી અભિનંદન | સવરરાજા. | સિદ્ધાર્થા. | વાંદર. | ૩૫૦ | ૫૦ ,, ,, | નાયક. | કાલીકા. |
| ૫ | શ્રી સુમતિનાથ | મેઘરાજા. | મંગળા. | ક્રૌંચપક્ષી. | ૩૦૦ | ૪૦ ,, ,, | તુંબરૂ. | મહાકાલી. |
| ૬ | શ્રી પદ્મપ્રભ. | શ્રીધરરાજા. | સુશીમા. | પદ્મ. | ૨૫૦ | ૩૦ ,, ,, | કુસમય. | શ્યામા. |
| ૭ | શ્રી સુપાર્શ્વનાથ | પ્રતિષ્ઠરાજા. | પૃથ્વી. | સાથીઓ. | ૨૦૦ | ૨૦ ,, ,, | માતંગ. | શાન્તા. |
| ૮ | શ્રી ચંદ્રપ્રભ. | મહાસેનરાજા. | લક્ષ્મણા. | ચંદ્ર. | ૧૫૦ | ૧૦ ,, ,, | વિજય. | ભૃકુટી. |
| ૯ | શ્રી સુવિધિનાથ | સુગ્રીવરાજા. | રામારાણી. | મગરમચ્છ. | ૧૦૦ | ૨ ,, ,, | અજીત. | સુતારીકા. |
| ૧૦ | શ્રી શીતળનાથ | દશરથ. | નંદા. | શ્રીવત્સ, | ૯૦ | ૧ ,, ,, | બ્રહ્મા. | અશોકા. |
| ૧૧ | શ્રી શ્રેયાંસનાથ | વિષ્ણુ. | વિષ્ણુ. | ગેંડો. | ૮૦ | ૮૪ લાખ વર્ષ. | જક્ષેત. | માનવી. |
| ૧૨ | શ્રી વાસુપૂજ્ય | વસુપૂજ્ય. | જયા. | પાડો. | ૭૦ | ૭૨ ,, ,, | કુમાર. | ચંડા. |
| ૧૩ | શ્રી વિમળનાથ | કૃતવર્મા. | શ્યામા. | વરાહ. | ૬૦ | ૬૦ ,, ,, | પણ્મુખ. | વિદિતા. |
| ૧૪ | શ્રી અનંતનાથ | સિંહસેન. | સુયશા, | સીચાણો. | ૫૦ | ૩૦ ,, ,, | પાતાળ. | અંકુશા. |
| ૧૫ | શ્રી ધર્મનાથ | ભાનુ. | સુવ્રતા. | વજ્ર. | ૪૫ | ૧૦ ,, ,, | કિન્નર. | કંદર્પ. |
| ૧૬ | શ્રી શાંતીનાથ | વિશ્વસેન. | અચિરા. | હરિણ. | ૪૦ | ૧ ,, ,, | ગરૂપ. | નિર્વાણી. |
| ૧૭ | શ્રી કુંથુનાથ | સૂર. | સુરાદેવી. | બકરો. | ૩૫ | ૯૫ હજાર વર્ષ. | ગંધર્વ. | બલા. |
| ૧૮ | શ્રી અરનાથ | સુદર્શન. | દેવકીરાણી. | નંદાવર્ત્ત. | ૩૦ | ૮૪ ,, ,, | યક્ષેદ. | ધણા. |
| ૧૯ | શ્રી મલ્લિનાથ | કુંભ. | પ્રભાવતી. | કળશ. | ૨૫ | ૫૫ ,, ,, | કુબેર. | ધરણપ્રિયા. |
| ૨૦ | શ્રી મુનિસુવ્રત | સુમિત્ર. | પદ્માવતી. | કાચબો. | ૨૦ | ૩૦ ,, ,, | વરૂણ. | નરદત્તા. |
| ૨૧ | શ્રી નમીનાથ | વિજય. | વિપુલા. | કમળ. | ૧૫ | ૧૦ ,, ,, | ભ્રકુટી. | ગંધારી. |
| ૨૨ | શ્રી નેમનાથ | સમુદ્રવિજય. | શિવાદેવી | શંખ. | ૧૦ | ૧ ,, ,, | ગોમેધ. | અંબીકા. |
| ૨૩ | શ્રી પાર્શ્વનાથ | અશ્વસેન. | વામાદેવી | સર્પ. | ૯હાથ. | ૧૦૦ વર્ષ | પાર્શ્વ. | પદ્માવતી. |
| ૨૪ | શ્રી મહાવીર | સિદ્ધાર્થ. | ત્રિશલાદેવી. | સિંહ. | ૭હાથ. | ૭૨ વર્ષ | માતંગ. | સિધ્યાયીકા. |

# અથ શ્રી કર્મ પ્રકૃતિના બોલ.

૧ પહેલું જ્ઞાનાવરણીય કર્મ તે આંખના પાટા સમાન, ૨ બીજું દર્શનાવરણીય કર્મ તે રાજાના પોળીઆ સમાન, ૩ ત્રીજું વેદનીય કર્મ તે મધ તથા અફીણે ખરડયા ખડગ સમાન, ૪ ચોથું મોહનીય કર્મ તે મદિરાપાન સમાન, ૫ પાચમું આયુષ કર્મ તે હેડ સમાન, ૬ છઠું નામ કર્મ તે ચિત્તારા સમાન, ૭ સાતમું ગોત્ર કર્મ, તે કુંભારના ચાકડા સમાન, ૮ આઠમું અંતરાય કર્મ તે રાજાના ભંડારી સમાન. ૧ જ્ઞાનાવરણીય કર્મે અનંત જ્ઞાન ગુણ ઢાંકયો છે. ૨ દર્શનાવરણીય કર્મે અનંત દર્શનગુણ ઢાંકયો છે. ૩ વેદનીય કર્મે અનંત અવ્યાબાધ આત્મિક સુખ રોકયું છે. ૪ મોહનીય કર્મે ક્ષાયક સમકિત ગુણ રોકયો છે. ૫ આયુષ કર્મે અક્ષય સ્થિતિ ગુણ રોકયો છે. ૬ નામ કર્મે અમૂર્તિ ગુણ રોકયો છે. ૭ ગોત્ર કર્મે અગુરૂ લઘુ ગુણ રોકયો છે. ૮ અંતરાય કર્મે અનંત આત્મિક શક્તિ ગુણ રોકયો છે.

૧. જ્ઞાનાવરણીય કર્મ ૬ પ્રકારે બાંધે. પહેલે બોલે નાણુપડિણીયાએ તે જ્ઞાનીના ભુંડા બોલે, બીજે બોલે નાણુનિન્હવણુયાએ તે જ્ઞાનીનો ઉપકાર ઓલવે, ત્રીજે બોલે નાણુઆસાયણાએ તે જ્ઞાનીની આશાતના કરે, ચોથે બોલે નાણુઅંતરાએણું તે જ્ઞાનની અંતરાય પડાવે, પાંચમે બોલે નાણુપઉસેણું તે જ્ઞાની ઉપર દ્વેષ કરે, છઠે બોલે નાણુવિસંવાયણાજોગેણું તે જ્ઞાની સાથે મોટા ઝગડા વિખવાદ કરે, એ છ પ્રકારે બાંધે, તે પાંચ તથા ૧૦ પ્રકારે ભોગવે; તે પાંચ કયા તે કહે છે. ૧ મતિજ્ઞાનાવરણીય, ૨ શ્રુતજ્ઞાનાવરણીય, ૩ અવધિજ્ઞાનાવરણીય, ૪ મનપર્યવજ્ઞાનાવરણીય, ૫ કેવલ જ્ઞાનાવરણીય એ ૫ જ્ઞાન પ્રગટ થવા દીયે નહિ તથા ૧૦ પ્રકારે ભોગવે તે કહે છે. ૧ સોયાવરણે, ૨ સોયવિન્નાણાવરણે, ૩ નેત્તાવરણે, ૪ નેત્તવિન્નાણાવરણે, ૫ ઘ્રાણાવરણે, ૬ ઘ્રાણવિન્નાણાવરણે. ૭ રસાવરણે, ૮ રસવિન્નાણાવરણે, ૯ ફાસા-

વરણે, ૧૦ ફ્રાસવિન્નાણાવરણે, એ ૧૦ પ્રકારે ભોગવે. જ્ઞાનાવરણીય કર્મની સ્થિતિ, જઘ૦ અંતર્મુહૂર્ત્તની ઉત્૦ ત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની અને અબાધા કાળ કરે તો ત્રણ હજાર વરસની સ્થિતિ.

૨. બીજું દર્શનાવરણીય કર્મ ૬ પ્રકારે બાંધે તે કહે છે. ૧ પહેલે બોલે દંશણપડિણીયાએ, ૨ દંશણનિન્હવણયાએ, ૩ દંશણઆસાયણાએ, ૪ દંશણઅંતરાએણું, ૫ દંશણપઉસોણું, ૬ દંશણવિસવાયણાજોગેણું એ છ પ્રકારે બાંધે, તે ૯ પ્રકારે ભોગવે તે કહે છે. ૧ ચક્ષુદર્શનાવરણીય, ૨ અચક્ષુદર્શનાવરણીય, ૩ અવધિદર્શનાવરણીય, ૪ કેવળદર્શનાવરણીય, ૫ નિદ્રા, ૬ નિદ્રાનિદ્રા, ૭ પ્રચલા, ૮ પ્રચલાપ્રચલા. ૯ થીણદ્ધિનિદ્રા, એ ૯ પ્રકારે ભોગવે. દર્શનાવરણીય કર્મની સ્થિતિ જઘ૦ અંતર્મુહૂર્ત્તની, ઉત્૦ ૩૦ ક્રોડાક્રોડી સાગરોપમની અને અબાધા કાળ કરે તો ત્રણ હજાર વરસની સ્થિતિ.

૩. ત્રીજું વેદનીય કર્મ તેના બે ભેદ. ૧ સાતા વેદનીય, ૧ અસાતા વેદનીય, તેમાં સાતા વેદનીય દશ પ્રકારે બાંધે તે કહે છે. ૧ પાણાણુકંપયાએ, ૧ ભુયાણુકંપયાએ, ૩ જીવાણુકંપયાએ, ૪ સત્તાણુકંપયાએ, ૫ બહુણું પાણાણું ભુયાણું જીવાણું સત્તાણું અદુખણયાએ, ૬ અસોયણાએ, ૭ અજુરણયાએ, ૮ અતિપ્પણયાએ. ૯ અપીટ્ટણયાએ, ૧૦ અપરિયાવણયાએ, એ ૧૦ પ્રકારે બાંધે, તે આઠ પ્રકારે ભોગવે. ૧ મણુણાસદ્દા, ૨ મણુણારૂવા, ૩ મણુણાગંધા, ૪ મણુણારસા, ૫ મણુણાફાસા, ૬ મણસુહયા, ૭ વયસુહયા, ૮ કાયસુહયા એ ૮. તેની સ્થિતિ જઘ૦ ૨ સમયની ઉત૦ ૧૫ ક્રોડાક્રોડ સાગરોપમની. અબાધા કાળ કરે તો દોઢ હજાર વરસની સ્થિતિ. અસાતાવેદનીય ૧૨ પ્રકારે બાંધે તે કહે છે. ૧ પરદુખણયાએ, ૨ પરસોયણાએ, ૩ પરજુરણયાએ, ૪ પરતિપ્પણયાએ. ૫ પરપિટ્ટણયાએ, ૬ પરપરિયાવણયાએ, ૭ બહુણું પાણાણું ભુયાણું જીવાણું સત્તાણું દુઃખણયાએ, ૮ સોયણયાએ, ૯ જુરણયાએ, ૧૦ તિપ્પણયાએ, ૧૧ પિટ્ટણયાએ, ૧૨ પરિયાવણયાએ, એ ૧૨ પ્રકારે

બાંધે, તે આઠ પ્રકારે ભોગવે. ૧ અમણુણાસદા, ૨ અમણુણારૂવા, ૩ અમણુણાગંધા, ૪ અમણુણારસા, ૫ અમણુણાફાસા, ૬ મણુદુહયા, ૭ વયદુહયા, ૮ કાયદુહયા, તેની સ્થિતિ જઘ૦ એક સાગરના સાત ભાગ કરીએ એવા ૩ ભાગ એક પલ્યને અસંખ્યાતમે ભાગ ઉણાની, ઉત૦ ત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની. એનો અબાધા કાળ ત્રણ હજાર વરસનો.

૪. ચોથું મોહનીય કર્મ છ પ્રકારે બાંધે. ૧ તિવ્વકોહે, ૨ તિવ્વમાણે, ૩ તિવ્વમાયાયે, ૪ તિવ્વલોહે, ૫ તિવ્વદંસણુમોહણિજે, ૬ તિવ્વચરિત્તમોહણિજે, એ પ્રકારે બાંધે તે ૨૮ પ્રકારે ભોગવે, ૧ અનંતાનુબંધી ક્રોધ તે પર્વતની રાઈ સમાન, ૨ અનંતાનુબંધી માન તે પથ્થરના સ્તંભ સમાન, ૩ અનંતાનુબંધી માયા તે વાંસની ગાંઠ સમાન, ૪ અનંતાનુબંધી લોભ તે કિરમચના રંગસમાન, એ ચારે ગતિ નરકની કરે, સ્થિતિ જાવજીવની કરે, ઘાત સમકિતની કરે. ૧ અપ્રત્યાખ્યાની ક્રોધ તે તળાવના ખોટ સમાન, ૨ અપ્રત્યાખ્યાની માન તે હાડકાના સ્તંભ સમાન, ૩ અપ્રત્યાખ્યાની માયા તે ઘેટાના શૃંગ સમાન, ૪ અપ્રત્યાખ્યાની લોભ તે નગરની ખારના કર્દમ સમાન એ ચારે ગતિ તિર્યંચની કરે, સ્થિતિ વરસ એકની કરે, ઘાત દેશવ્રતની કરે. ૮. ૧ પચ્ચખાણાવરણીય ક્રોધ તે વેળુની લીંટી સમાન, ૨ પચ્ચખાણાવરણીય માન તે લાકડાના સ્તંભ સમાન, ૩ પચ્ચખાણાવરણીય માયા તે ગોમૂત્રિકા સમાન, ૪ પચ્ચખાણાવરણીય લોભ તે ગાડાના ખંજન સમાન, એ ચારે ગતિ મનુષ્યની કરે, સ્થિતિ ચાર માસની કરે, ઘાત સર્વ વ્રતની કરે. ૧૨. ૧ સંજ્વલનો ક્રોધ તે પાણીની લીંટીસમાન, ૨ સંજ્વલનું માન તે નેતરના સ્તંભસમાન, ૩, સંજ્વલની માયા તે વાંસની છોઇસમાન. ૪ સંજ્વલનો લોભ તે પતંગ તથા હલિદ્રના રંગસમાન એ ચારે ગતિ દેવતાની કરે, સ્થિતિ પંદર દિનની કરે, ઘાત કેવળજ્ઞાનની કરે. ૧૬. એ સોળ કષાય; હવે ૯ નોકષાય કહે છે. ૧૭ હાસ્ય ૧૮ રતિ ૧૯ અરતિ ૨૦ ભય ૨૧ શોક ૨૨

દુગંછા ૨૩ સ્ત્રીવેદ ૨૪ પુરૂષવેદ ૨૫ નપુસંકવેદ, એ ચારિત્ર મોહનીયની ૨૫ પ્રકૃતિ; હવે દંશણ મોહનીયની ૩ પ્રકૃતિ કહે છે, ૧ સમકિત મોહનીય, ૨ મિથ્યાત્વ મોહનીય, ૩ સમામિથ્યાત્વ મોહનીય, એવં સર્વ મળી ૨૮ પ્રકૃતિ. તેની સ્થિતિ જઘ૦ અંતર્મુહૂર્તની, ઉત્૦ ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમની, અબાધા કાલ કરે તો ૭ હજાર વરસની સ્થિતિ.

૫ પાંચમું આયુષ્ય કર્મ સોળ પ્રકારે બાંધે, તેમાં નારકિનું આયુષ્ય ૪ પ્રકારે બાંધે, તે ૧ મહાઆરંભયાએ, ૨ મહાપરિગ્ગહિયાએ, ૩ કુણિમાહારેણું ૪ પંચિંદિયવહેણું, તિર્યંચનું આયુષ ૪ પ્રકારે બાંધે, ૧ માઈલયાએ, ૨ નિયડિલયાએ, ૩ અલિયવયણેણું, ૪ કુડતોલે કુડમાણે. મનુષ્યનું આયુષ ૪ પ્રકારે બાંધે, ૧ પગઇભદ્દયાએ, ૨ પગઈવિણીયાએ, ૩ સાણુકોસયાએ. ૪ અમછરિયાએ. દેવતાનું આયુષ ૪ પ્રકારે બાંધે, ૧ સરાગસંજમેણું, ૨ સંજમાસંજમેણું, ૩ બાલતવોકમેણું, ૪ અકામનિર્જરાએ. એ સોળ પ્રકારે બાંધે, તે ૪ પ્રકારે ભોગવે. નારકી અને દેવતાનું આયુષ જઘ૦ ૧૦ હજાર વર્ષને અંતર્મુહૂર્ત અધિકનું ઉત્૦ ૨૩ સાગરને પૂર્વકોડિનો ત્રીજો ભાગ અધિક. મનુષ્ય અને તિર્યંચનું આયુષ જઘ૦ અંતર્મુહૂર્ત ઉત્૦ ૩ પલ્યને પૂર્વકોડનો ત્રીજો ભાગ અધિક.

૬. છઠું નામ કર્મ તેના બે ભેદ. ૧ શુભનામ, ૨ અશુભનામ; શુભનામ કર્મ ૪ પ્રકારે બાંધે, ૧ કાયુજુયાએ, ૨ ભાસુજુયાએ, ૩ ભાવજુયાએ, ૪ અવિસંવાયણાજોગેણું, તે ૧૪ પ્રકારે ભોગવે, ૧ ઇઠાસદ્દા, ૨ ઈઠારૂવા, ૩ ઈઠાગંધા—ઈઠાજસોકિત્તી, ૧૦ ઈઠેઉઠાણુ કમ્મબલવિરિય પુરિસાકાર પરક્કમે, ૧૧ ઈઠસરયા, ૧૨ કંતસરયા, ૧૩ પિયસરયા, ૧૪ મણુણુસરયા, એ ૧૪ પ્રકારે ભોગવે. અશુભનામ કર્મ ૪ પ્રકારે બાંધે, ૧ કાયઅણુજુયાએ, ૨ ભાસાણુજુયાએ, ૩ ભાવાણુજુયાએ, ૪ વિસંવાયણાજોગેણું તે ૧૪ પ્રકારે ભોગવે, ૧ અણિઠાસદ્દા, ૨ અણિઠારૂવા, ૩ અણિઠાગંધા, ૪ અણિઠારસા, ૫ અણિઠાફાસા, ૬ અણિઠા-

ગઈ, ૭ અણિઠાઠિઈ, ૮ અણિઠેલાવણે, ૯ અણિઠાજસોકિત્તિ, ૧૦ અણિઠેઉઠાણુ કમ્મબલ વીરિયપુરિસાકાર પરક્કમે, ૧૧ હિણુસરયા, ૧૨ હિણુસરયા, ૧૩ અણિઠસરયા, ૧૪ અકંતસરયા, એ ૧૪ પ્રકારે ભોગવે. હવે નામ કર્મની ૯૩ પ્રકૃતિ કહે છે–૧ નરકગતિ, ૨ તિર્યંચગતિ. ૩ મનુષ્યગતિ, ૪ દેવગતિ, ૫ એકેંદ્રિય જાતિ, ૬ બેઇંદ્રિય, જાતિ, ૭ તેઇંદ્રિય જાતિ, ૮ ચઉરિંદ્રિય જાતિ, ૯ પંચેદ્રિય જાતિ, ૧૦ ઉદારિકશરીર, ૧૧ વૈક્રેયશરીર, ૧૨ આહારકશરીર, ૧૩ તેજસશરીર, ૧૪ કાર્મણુશરીર, ૧૫ ઉદારિકઅંગોપાંગ, ૧૬ વૈક્રેયઅંગોપાંગ. ૧૭ આહારકઅંગોપાંગ, ૧૮ ઉદારિકબંધન, ૧૯ વૈક્રેયબંધન, ૨૦ આહારકબંધન, ૨૧ તેજસબંધન, ૨૨ કાર્મણુબંધન. ૨૩ ઉદારીકસંઘાતન, ૨૪ વૈકેયસંઘાતન, ૨૫ આહારકસંઘાતન, ૨૬ તેજસસંઘાતન ૨૭ કાર્મણુસંઘાતન, ૨૮ વજઋષભનારાચસંઘયણુ, ૨૯ ઋષભનારાચસંઘયણુ, ૩૦ નારાચસંઘયણુ, ૩૧ અર્દ્ધનારાચસંઘયણુ, ૩૨ કિલકુસંઘયણુ, ૩૩ છેવટ્ટુસંઘયણુ, ૩૪ સમચઉરંશસંઠાણુ, ૩૫ નિગોહપરીમંડળસંઠાણુ, ૩૬ સાદિસંઠાણુ, ૩૭ વામનસંઠાણુ, ૩૮ કુબ્જસંઠાણુ. ૩૯ હુંડસંઠાણુ, ૪૦ કાળોવર્ણુ, ૪૧ નીલોવર્ણુ, ૪૨ રાતોવર્ણુ, ૪૩ પીળોવર્ણુ, ૪૪ ધોળોવર્ણુ, ૪૫ સુરભીગંધ, ૪૬ દુરભીગંધ, ૪૭ તિખોરસ, ૪૮ કડવોરસ, ૪૯ કસાયલોરસ ૫૦ ખાટોરસ, ૫૧ મીઠોરસ, ૫૨ ખરખરોરપર્શ, ૫૩ સુંહાળો ફરસ, ૫૪ ભારી ફરસ, ૫૫ હળવો ફરસ, ૫૬ ટાઢો ફરસ, ૫૭ ઉન્હોફરસ, ૫૮ ચોપડચો ફરસ, ૫૯ લુખો ફરસ, ૬૦ નરકાનુપૂર્વી, ૬૧ તિર્યંચાનુપૂર્વી, ૬૨ મનુષ્યાનુપૂર્વી, ૬૩ દેવતાનુપૂર્વી, ૬૪ શુભવિહાયગતિ, ૬૫ અશુભવિહાયગતિ, એ ૬૫ પિંડપ્રકૃતિ થઇ, ૬૬ પરાઘાતનામ, ૬૭ ઉસ્વાસનામ, ૬૮ અગુરૂલઘુનામ, ૬૯ આતાપનામ, ૭૦ ઉદ્યોતનામ, ૭૧ ઉપઘાતનામ, ૭૨ તીર્થંકરનામ, ૭૩ નિર્માણુનામ, ૭૪ ત્રશનામ, ૭૫ બાદરનામ, ૭૬ પ્રત્યેકનામ, ૭૭ પર્યાપ્તનામ, ૭૮ સ્થિરનામ, ૭૯ શુભનામ, ૮૦ સૌભાગ્યનામ, ૮૧ સુસ્વરનામ, ૮૨ આદેયનામ, ૮૩ જશોકીર્તિ-

નામ, ૮૪ સ્થાવરનામ, ૮૫ સૂક્ષ્મનામ, ૮૬ સાધારણુનામ, ૮૭ અપર્યાપ્તનામ, ૮૮ અસ્થિરનામ, ૮૯ અશુભનામ, ૯૦ દૌર્ભાગ્યનામ, ૯૧ દુસ્વરનામ, ૯૨ અનાદેયનાણુ, ૯૩ અજશોકીર્તિનામ, એ ૯૩ પ્રકૃતિ થઈ તેમાં ૧૦ બંધનની અધિક ભેળતાં ૧૦૩ પ્રકૃતિ પણ ગ્રંથવાળા કહે છે; અંથવા નામકર્મની ૪૨ પણ ખરી. ૧ ગતિ, ૨ જાતિ, ૩ શરીર, ૪ અંગોપાંગ, ૫ બંધન, ૬ સંઘાતન, ૭ વર્ણુ, ૮ ગંધ, ૯ રસ, ૧૦ ફરસ, ૧૧ સંઘયણુ, ૧૨ સંઠાણુ, ૧૩ અનુપૂર્વી, ૧૪ વિહાયગતિ, એ ૧૪ અને પ્રત્યેક પ્રકૃતિ ૮, ત્રશનો દશકો ૧૦ સ્થાવરનો દશકો ૧૦ એવં ૪૨ થઈ તથા વિસ્તારે ચઉદની ૬૫ તથા પ્રત્યેક પ્રકૃતિ ૮, ત્રશનો દશકો ૧૦, સ્થાવરનો દશકો ૧૦ એવં વિસ્તારે ૯૦ પ્રકૃતિ થઈ. નામકર્મની સ્થિતિ જઘન્ય આઠ મુહૂર્ત્તની ઉત૦ વીશ ક્રોડક્રોડિ સાગરોપમની અબાધા કાળ ૨ હજાર વરસનો.

૭. હવે ગોત્રકર્મના ૨ ભેદ. ૧ ઉંચ ગોત્ર, ૨ નીચ ગોત્ર, તેમાં ઉંચગોત્ર ૮ પ્રકારે બાંધે, ૧ જાઇઅમદેણું, ૨ કુલઅમદેણું, ૩ બળઅમદેણું, ૪ રૂવઅમદેણું, ૫ તવઅમદેણું, ૬ સુયઅમદેણું, ૭ લાભઅમદેણું, ૮ ઇસ્સરિયઅમદેણું, એ આઠ મદ અણુકરવે કરી ઉંચગોત્ર બાંધે તે ૮ પ્રકારે ભોગવે. ૧ જાઈવીસીઠીયા, ૨ કુલવીસીઠીયા, ૩ બળવીસીઠીયા, ૪ રૂવવીસીઠીયા, ૫ તવવીસીઠીયા, ૬ સુયવીસીઠીયા, ૭ લાભવીસીઠીયા ૮ ઈસ્સરિયવીસીઠીયા એ આઠ પ્રકારે ભોગવે. ૧ હવે નીચગોત્ર ૮ પ્રકારે બાંધે તે. ૧ જાઇમએણું, ૨ કુલમએણું, જાવ ઇસ્સરિયમએણું, એ વગેરે ઉપર કહ્યા તે ૮ મદે કરી નીચગોત્ર બાંધે તે ૮ પ્રકારે ભોગવે. જાઈવીહીણુયાથી જાવઇસ્સરિયવીહીણુયા સુધી ઉપર કહ્યાં તે ગોત્રકર્મની સ્થિતિ જઘ૦ ૮ મુહુર્ત્તની ઉત્૦ વીશ ક્રોડાક્રોડી સાગરોપમની, અબાધા કાળ બે હજાર વર્ષનો.

૮. આઠમું અંતરાયકર્મ, પાંચ પ્રકારે બાંધે. ૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉવભોગાંતરાય, ૫ વી-

ર્યાંતરાય, એ પાંચ અંતરાય પાડવે કરી અંતરાયકર્મ બાંધે, તે પાંચ પ્રકારે ભોગવે. ૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉવભોગાંતરાય, ૫ વીર્યાંતરાય, એ પાંચ પામે નહિ. એ અંતરાયકર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહુર્ત્તની ઉત૦ ત્રીશ ક્રોડાક્રોડિ સાગરોપમની, અબાધા કાળ ૩ હજાર વર્ષનો.

આઠ કર્મ બાંધ્યાની ૮૫ પ્રકૃતિ–૬ જ્ઞાનાવરણીયની, ૬ દર્શનાવરણીયની, ૨૨ વેદનીયની, ૬ મોહનીયની, ૧૬ આયુષની, ૮ નામની, ૧૬ ગોત્રની, ૫ અંતરાયની, એવં સર્વ મળી ૮૫ પ્રકૃતિ બાંધ્યાની જાણવી અને ભોગવ્યાની ૯૩ પ્રકૃતિ. તે ૧૦ જ્ઞાનાવરણીયની, ૯ દર્શનાવરણીયની, ૧૬ વેદનીયની, ૫ મોહનીયની, તે ૧ સમ્મત્તવેયણિજ્જે, ૧ મિછત્તવેયણિજ્જે, ૩ સમ્મામિછતવેયણીજ્જે, ૪ કસાયવેયણિજ્જે, ૫ નોકસાયવેયણિજ્જે, એ ૫. આયુષની ૪, નામની ૨૮૭ ગોત્રની ૧૬, અંતરાયની ૫, એ સર્વ મળી ૯૩ પ્રકૃતિ ભોગવ્યાની જાણવી. અથવા ૧૪૮ પ્રકારે પણ ભોગવે, તે જ્ઞાનાવરણીયની ૫, દર્શનાવરણીયની ૯, વેદનીયની ૨, મોહનીયની ૨૮, આયુષની ૪, નામકર્મની ૯૩, ગોત્રકર્મની ૨, અંતરાયની, ૫, એવં સર્વ મળીને ૧૪૮ પ્રકૃતિ જાણવી તથા બંધન નામકર્મની પ્રકૃતિ ગ્રંથાંતરે કહી છે તે મેળવતાં ૧૫૮ પ્રકૃતિ પણ થાય અથવા મૂળ પ્રકૃતિ ૮ તેની ઉત્તર પ્રકૃતિ ૩૧, જ્ઞાનાવરણીયની ૫, દર્શનાવરણીયની ૯, વેદનીયની ૨, મોહનીયની ૨, આયુષની ૪, નામની ૨, ગોત્રની ૨, અંતરાયની ૫, એવં ૩૧ પ્રકૃતિ થાય તેહનો વિસ્તાર ૧૪૮ કર્મપ્રકૃતિ જાણવી. એ બોલ સિદ્ધાંત પ્રમાણે છે.

ઇતિ કર્મપ્રકૃતિના બોલ સમાપ્ત.



# અથ શ્રી ૭ આરાના બોલ.

(૧) પહેલો આરો–૪ કોડાકોડી સાગરોપમનો, સુસમ સુસમ એટલે એકલું સુખમાં સુખ; ૩ ગાઉનું દેહમાન, ૩ પલ્યોપમનું આઉખું; ૨૫૬ પાંસળી; ધરતીની સરસાઈ સાકર સરખી; (દરેક આરો ઉતારતાંનું દેહમાન આઉખું પાંસળી તથા ધરતીની સરસાઈ, તે પછીનો આરો બેસતાં જે હોય તે જાણવી), વજ્રઋષભ નારાચ સંઘયણ, સમચઉરસ સંઠાણ, ત્રણ દિવસને આંતરે આહારની ઈચ્છા ઉપજે, ત્યારે શરીર પ્રમાણે આહાર કરે; અને તેમાં ૧૦ પ્રકારના કલ્પવૃક્ષ મનવંછિત સુખ પહોંચાડે; ત્રણ આરા સુધી જુગલીયાં (એક પ્રકારનાં મનુષ્ય) હોય છે, તેનાં આઉખાં આડા ૭ માસ રહે ત્યારે પરભવનું આઉખું બાંધે, ત્યારે જુગલણી એક જોડલું પ્રસવે, તે છોરૂનું પ્રતિપાલન ૪૯ દિવસ કરે. સ્ત્રી પુરૂષને ક્ષણ માત્રનો વિયોગ ન પડે. એકને છિંક ને એકને બગાસું આવે એટલે મરીને દેવતાની ગતિમાં જાય. તેમનાં શરીરનું નિહરણ દેવતા કરે. તેમને વૈર, વિરોધ, ઈર્ષ્યા, ઝેર હોતાં નથી.

(૨) બીજો આરો–બેસતાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શના પર્જવ અનંતા હીણા થયા; ૩ કો૦ સા૦ નો, સુસમ એટલે એકલું સુખ; બે ગાઉનું દેહમાન, બે પલ્યોપમનું આ૦; ૧૨૮ પાંસળી, બે દિવસને આંતરે આહારની ઇચ્છા ઉપજે, તેવારે શરીર પ્રમાણે આહાર કરે; ધરતીની સરસાઈ ખાંડ સરખી; ૧૦ પ્રકારના કલ્પવૃક્ષ મનવંછિત સુખ પહોંચાડે; સંઘયણ, સંઠાણ અને બાકીના બોલ (૧) લા પ્રમાણે; પરંતુ છોરૂની પ્રતિપાલણા ૬૪ દિવસ કરે.

(૩) ત્રીજો આરોઃ—બેસતાં વર્ણ૦ ના પર્જવ અનંતાહીણા થયા; આરો ૨ કો૦ સા૦ નો સુસમ દુસમ એટલે સુખ ઘણું ને દુઃખ થોડું; ૧ ગાઉનું દે૦ ને ૧૫૦ નું આ૦, ૬૪ પાંસળી, એકાંતર આહારની ઈચ્છા ઉપજે, ત્યારે શરીર પ્રમાણે આહાર કરે, ધરતીની સરસાઈ ગોળ સરખી; બાકીના બોલ (૨) જા પ્રમાણે પરંતુ છોરૂનું પ્રતિપાલન ૭૯ દિવસ કરે.

એ ત્રણ આરામાં જરા, રોગ, કુરૂપ હોય નહીં. સંપૂર્ણ અંગોપાંગ, વિષય સુખ પામે, તે દાનપુન્યનાં ફળ જાણવાં. ત્રીજા આરામાં ૮૪ લાખ પૂર્વ, ૩ વર્ષ ને ૮ા માસ બાકી રહ્યા તે વારે સર્વાર્થસિદ્ધ વિમાન થકી, ૩૩ સાગરનું આ૦ ભોગવીને વનિતા નગરી, નાભીકુલગર રાજા પિતા, મરૂદેવી માતાની કુંખે શ્રીઋષભદેવ સ્વામી ઉપન્યા, ૯ા માસે જન્મ્યા. પ્રથમ ઋષભનું સ્વપ્ન દેખીને ઋષભદેવ નામ દીધું. તેમણે જુગલીયા ધર્મ નિવારીને અસિ, મસિ, કૃષિ આદિ ૭૨ કળા શીખવી; અનુકંપા નિમિતે ૨૦ લાખપૂર્વ સુધી કુંવરપણે ને ૬૩ લાખપૂર્વ રાજ્ય પાળ્યું. ભરતને રાજ્ય આપીને ૪૦૦૦ સાધુ સાથે સંજમ લીધો તે એક લાખ પૂર્વ પાળ્યો. કેવળ પામીને અષ્ટાપદ પર્વત ઉપર પદ્માસને બેસીને ૧૦૦૦૦ સાધુ સાથે મોક્ષ પધાર્યા. ત્રીજા આરામાં ગતિ ૫ જાણવી.

(૪) ચોથો આરો—બેસતાં અનંતા પર્જવ વર્ણ વિગેરેના હીણા થયા. એ આરો ૧ કો૦ સા૦ માં ૪૨૦૦૦ વર્ષ ઉણાં (ઓછા)નો જાણવો. દુસમ સુસમ એટલે દુઃખ ઘણું સુખ થોડું; ૫૦૦ ધનુષનું દેહમાન ક્રોડ પૂર્વનું આઉખું; ૭ સંઘયણ ને ૭ સંઠાણ; ૩૨ પાંસળી; દિન દિન પ્રત્યે (રોજને રોજ) આહારની ઇચ્છા ઉપજે ત્યારે પુરૂષ ૩૨ કવળ, સ્ત્રી ૨૮ ને નપુંસક ૨૪ કવળનો અહાર કરે; ધરતીની સરસાઇ સારેરી ઉતરતે આરે થોડેરી; એ આરાનાં છેવટ ૭૫ વર્ષ ને ૮ા માસ બાકી રહ્યા, ત્યારે ૧૦મા દેવલોક ૨૦ સાગરોપમનું આ૦ ભોગવીને, માહણ કુંડ નગર (બ્રાહ્મકુંડ) ઋષભદત બ્રાહ્મણને ઘેર દેવાનંદાજીની કુખે શ્રી મહાવીર સ્વામી ઉપન્યા. ત્યાં ૮૨ા રાત્રિ રહ્યા; ૮૩ મી રાત્રે શક્રેંદ્રનું આસન ચળ્યું. વિ૦

(૫) પાંચમો આરોઃ—બેસતાં વર્ણ વિ૦ ના અનંતા પર્જવ હીણા થયા; આ આરો દુસમ એટલે એકલું દુઃખ; ૨૧૦૦૦ વર્ષનો, ૭ હાથનું દે૦, ૧૨૫ વર્ષનું આ૦ ૬ સંઘયણ ને ૬ સંઠાણ, ઉતરતે આરે ૧ છેવટ્ટુ સંઘયણ ને ૧ હુંડ સંઠાણ; ૧૬ પાંસળી, દિનદિન પ્રત્યે અહારની ઈચ્છા ઉપજે, ત્યારે શરીર પ્રમાણે અહાર કરે, ધરતીની સરસાઇ કાંઈક સારેરી, ઉતરતે આરે કુંભારના નીંભાડાની ક્ષાર સરખી, એ આરે ગતિ ૪, મોક્ષ અટકી.

